श्री परमात्मा नमः.

# अमुल्य रत्न संग्रह.


લખનાર

માસ્તર ઉકચંદ જેઠાભાઇ મહેતા

જામનગરવાળા



પ્રકાશક.

માસ્તર ખીમચંદ લક્ષ્મીચંદ શાહ.


દોહરો.

સાર સાર મનમાં ધરી, કરો સફળ અવતાર;
સંસારે સુખ ભોગવી, પામો ભવનો પાર. ૧


અમદાવાદ

એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં

નથુભાઇ રતનચંદ મારફતીઆએ છાપ્યો.

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

કીમત રૂ૦-૮-૦

# પ્રસ્તાવના.

સજજન પુરૂષો આ અમુલ્ય રત્ન સંગ્રહ નામનું પુસ્તક શાસ્ત્રોકત રીતે ધર્મની લાગણી પ્રદર્શિત કરાવનાર, તેમ સંસારમાં રહી કેમ ગ્રહસ્થાશ્રમનો વ્યવહાર ચલાવવો એટલુંજ નહીં પણ પરલોકમાં સુખનું સાધન કેમ મળે એ સઘળું તાદ્રસ રીતે બનાવી આપનારૂં થઇ પડે તેવું હોવાથી તેમજ હાલના સુધરેલા જમાનાના સમયને અનુસરી દરેક સ્ત્રી પુરૂષોના વાંચવાથી તેના હૃદયમાં, નિર્મળ બુદ્ધિનો પ્રભાસ આપી, આ સંસારમાં અમુલ્ય સુખ વૃતિ જ આપનારૂં થઇ પડે તેવું છે.

આ પુસ્તકમાં સ્ત્રી ધર્મનું, પુરૂષના મહત્વનુ, રાજ્ય નીતિનું, અમુલ્ય ધર્મના સદ્ઉપદેશનું વર્ણન ઘણુંજ આબેહુબ તેમજ દ્રષ્ટાંત સાથે દર્શાવવામાં આવ્યું છે. તેમની સાથે અનાચારપણે વર્તનાર સ્ત્રી પુરૂષો કેવાં દુઃખો ભોગવી પોતાનો અમુલ્ય અવતાર અફળપણે ગુમાવે છે તેનો ચિતાર પણ ઘણોજ દ્રષ્ટાંત સાથે આપવામાં આવ્યો છે. તેમજ મીત્રપણાના મહત્વપણાનું વૃતાંત પણ સરસ રીતે વર્ણવેલું છે.

મારા પ્રીય વાંચક વૃંદો—આ અમુલ્ય પુસ્તક મારા ઘણા મિત્રોના આગ્રહને લઇ તેમજ દરેક ગરીબ તેવંગર તેનો લાભ લઇ શકે. એટલા ખાતરજ તેની ટુંક કીમત રાખી બહાર પાડયું છે.

આ બુકમાં સોનેરી અક્ષરથી સુશોભિત પૂઠું કરી આપવાનો વિચાર હતો. પણ તેમ કરતાં કેટલીક હત્યા કરી પાપમાં જોડાવું પડે છે એમ સાંભળવામાં આવતાં સોનેરી અક્ષર કરવાનું મોકુફ રાખ્યુ છે.

તો તેમાંથી સાર ગ્રહણ કરી, આપણે આ અમુલ્ય મનુષ્ય જન્મ પામેલા છીએ. તેનું સાર્થકપણું કરી પરલોકમાં સુખ મેળવવાનું સાધન કરવું એ આપણું મુખ્ય કૃતવ્ય છે જેથો આ મારી નમ્ર વિનંતી છે. તે સ્વીકારશો.

હું વિદ્વાન કે કવિ નથી તો આ પુસ્તકમાં હસ્તદોષ, અગર બુદ્ધિ દોષથી કાંઇ પણ ખામી હોય તો તે સુધારી વાંચવા કૃપા કરશો.

જામનગર
સંવત ૧૯૬૨

લી. સેવક.
માસ્તર ભિકચંદ જેઠાભાઇ મહેતા

# અમુલ્ય રત્ન સંગ્રહ.

## મંગળાચરણ.

सुमनः सुमना भृंगी संगीत गुण वैभवा ।
सरस्वती जगन्माता पुनीयामे सरस्वती ॥

અર્થ—જે સુમન પંડિત રૂપી, સુમન-પુષ્પમાં ભ્રમરી ની પેઠે વાસ કરનારા અને સંગીત તેમજ સદ્‌ગુણોની સંપતિવાળાં શ્રી સરસ્વતી જગતમાતા મારી વાણીને પાવન કરો.

### દોહરો.

જગતારક વિશ્વેસરૂ; નામથી વિઘન પલાય;
હિત દયાળ જગ જીવને, નમી સરસતી માય ૧
ઇષ્ટ દેવ સ્મરણ કરી, નામી સદ્‌ગુરૂ પાય;
અમુલ્ય રત્ન વિચાર તો, રચી કહું સુખદાય. ૨
સાંભળતાં રસ ઉપજે, અધિક અધિક શૃંગાર;
ધર્મ પમાડીને વળી, આપે સુખ સંસાર. ૩

## પ્રકરણ ૧

આ દક્ષિણ ભરતક્ષેત્રમાં મનને આનંદ આપનાર કાશી દેશમાં વણારસી નામે શહેર છે. તેમાં મહસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. શહેરના પાસે ગંગા જે

થી નિર્મળ નદી વહે છે; તેવોજ આ રાજાનો નિર્મળ ન્યાય ને રાજનીતિ છે.

સર્વ પ્રકારે પ્રજા સુખ શાંતીમાં રહી; આનંદ ઓછવે પોતાના દિવસો સુખે નિર્ગમન કરે છે,

રાજ્યમાં હય, ગજ, સૈન્યનો પરિવાર અસંખ્ય છે. જ્યાં ચોર, ચાડીયા, શત્રુ વગેરેનો બીલકુલ ઉપદ્રવ છેજ નહી. એવા ન્યાયવંત રાજ્યમાં ઘણા ધનાઢય, કારીગર ધર્મીષ્ટ, દયાવંત, દાનેશ્વરી, વહાણવટીયો, અને અઢારે વર્ણ પોત પોતાના ધંધામાં ઉદ્યોગી હોવાથી પૈસે ટકે સુખી હોઇ આનંદથી વરતે છે. વળી શહેરની શોભાનો પણ આવી ઉત્તમ અને સર્વત્ર પ્રકારે સુખમાં અમલ ચેન કરનારી પ્રજાના વૈભવને લઇ; તેમજ સુશોભિત રાજ્ય મંદીરો, બાગ, બગીચા, વાડીઓ, દેવમંદીરો, શહેરના ચોક, બજાર, પ્રજાના રહેવાના મહેલો, વિદ્યાભ્યાસ કરાવતી નિશાળો, રાજ્યકચેરી વગેરે સર્વ સ્વર્ગના સમાન દેદીપ્યમાન શોભી રહ્યાં છે; જેથી આખુ શહેર ઇંદ્રપુરી સમાન પ્રકાશમય લાગે છે.

મહસેન મહારાજાને,રત્નવતી નામની, શિયળમાં અખંડપણે વ્રતનારી ને સતીયોના વૃંદમાં પ્રખ્યાતી પામેલી, કામદેવ સમાન ઇંદ્રની અપ્સરા તુલ્ય તેમની મુખ્ય પટરાણી છે; આ સિવાય પણ આ મહારાજાને બીજી સાત રાણીયો છે.

હવે એક દિવસને સમે, રત્નવંતી પટરાણીએ રાત્રીને

વખતે સ્વપ્નામાં પુનમનો અખંડ સુશોભીત ચંદ્ર દીઠો. તેજ વખતે પોતે જાગી જતાં, ફરી નિંદ્રા દેવીને વશ ન થતં પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી રાત્રી નિર્ગમન કરી. પ્રભાત થયે ધર્મ ક્રિયા, ગુરૂભક્તિ, દેવપુજન કરી પોતાના દિવસો આનંદિતપણે ગુજારવા લાગી. એમ કરતાં કરતાં નવ માસ પુરા થયે તેણીએ રત્નરૂપી પુત્રને જન્મ આપ્યો. જેથી આખા શહેરમાં અને રાજ્યદરબારમાં આનંદ ઓછવ કરી ઘણુ.જ ઉમંગથી મહારાજાએ ગરીબ જનોના ઉપર દયાની નજરે તેમને અમુલા દાન આપ્યાં. સ્વજન વર્ગોના માણસોને અતિ સુંદર બત્રીશ જાતના પકવાનોથી ખાનપાનાદિક કરી સંતોષ્યા બંદીજનોને મુકત કર્યા. એમ સર્વત્ર, સ્થળે આનંદ પ્રસરી રહ્યા છે. એમ કરતાં બારમે દિવસે પુત્રનું નામ, તેની માતાએ સ્વપ્નામાં અખંડ ચંદ્રમાં જોયેલો તેથી તેનું નામ પણ ચંદ્રશેખર પાડયું.

હવે ચંદ્રશેખર રાજકુમાર જેમ કેસરીસિંહનો બાળક સુખભર નિર્ભયપણે ગુફામાં વૃદ્ધિ પામે છે. તેવીજ રીતે ચંદ્રશેખર રાજકુમાર દીન પ્રતિદીન વૃદ્ધિને પામતાં અનુક્રમે આઠ વરસની ઉમરના થવા આવ્યા.

દોહરો.

ત્રિયારે માતાપિતા, ચિંતે ચિત્ત મોઝાર;
વિદ્યા ભણવા યોગ તો, જાણે થયો કુમાર.

વળી જેમ હથીયાર વિનાનું લશ્કર શોભતું નથી; તેમજ પાણી વિનાની નદી, ચંદ્ર વિનાની રાત્રી, પુત્ર વિ-

નાનું પાલણું, અને વર વિનાની જાન જેમ શોભાને પા-
મતી નથી, તેવીજ રીતે વિદ્યાવિનાના માણસો શોભતા
નથી.એટલાજ માટે આપણે આપણા રાજકુમારને વિદ્યા
ભ્યાસ કરાવવાની જરૂર છે. એમ વિચાર કરી ચંદ્રશેખરને ચંદ્ર
માનો સારો જોગ આવેથી, મહારાજાએ તેમને નિશાળે
ભણવા સારૂ મોકલ્યા.

રાજકુમાર જે સ્કુલમાં ,ભણવા જતા હતા, તેજ સ્કુ-
લમાં આજ નગર એક ધનાઢ્ય ધનસાગર કરીને શાહુ-
કાર રહે છે. તેની પ્રીતિવતી નામની સદ્ગુણી સ્ત્રીને બે
દીકરા ઉપર એક ગુણવાન રતિકાન્તી સમ રૂપાળી કુંવરી
હતી; તેનું નામ તેના ગુણને અનુસરી ગુણસુંદરી પાડયું
હતું; તે સાત વરસની થઇ ત્યારથીજ ભણવા જતી હતી.

આ સ્કુલમાં કુમાર તથા તે શેઠની કુમારીકા ગુણ-
સુંદરી એમ બંને જણાં વિદ્યાભ્યાસ બીજા બધા વિદ્યા-
ર્થીઓની સાથેજ કરે છે. આવી રીતે અભ્યાસ કરતાં ચાર
વર્ષ વીતી ગયાં, એક દીવસે મધ્યાન વેળાએ બધા વિદ્યા-
ર્થીઓ જમવાનો વખત થવાથી રજા મળતાં, સૌ સૌના
ઘર આગળ ગયા; હવે નિશાળમાં ફક્ત રાજકુમાર ચંદ્ર-
શેખર તથા શેઠ પુત્રી ગુણસુંદરી એ બને જણાંજ રહ્યાં.

આ બે જણાં શાસ્ત્ર વિનોદની વાતો કરતાં હતાં; તે-
માં એક બીજાને રસ લાગ્યો; તેથી તેઓ જમવા પણ ગયાં
નહીં, ને કુંવરીએ કુંવરને પ્રશ્ન કર્યો કે હે! રાજકુમાર
શીવે પોતાના માથામાં ગંગા રાખી છે. જેથી કરી શીવ

ઉપર ગોરી ખેદ કરે છે; છતાં શીવને કંઠે ગોરી ચુંબન કરે છે, તેનું કારણ શું?

રાજકુમારે કહ્યું હે! શેઠપુત્રી, ગોરી શોકના દુઃખે કરી પોતાના પતિના કંઠે નાગ છે તેથી પોતે મરવાના કારણસર ક્રોધથી કરી વીષ ચુસવા સારૂ ચુંબન કરે છે. આ પ્રમાણે શાસ્ત્રોક્ત રીતે રાજકુમાર તરફથી અતિ ઉત્તમ પ્રકારનો પ્રત્યુત્તર મળતાં ઘણીજ• આનંદીત થઇ ને મનમાં હર્ષ લાવી રાજકુમાર પ્રત્યે બોલી કે આ સંસારમાં જન્મ પામીને સદ્‌ગુણીને સદ્‌ગુણી જો મળે તોજ તેને જન્મ સફળ જાણવો ને તે સદાકાળ પોતાના દિવસો આનંદપણે• નીરગમન કરે.

રાજકુમાર—કન્યા પરવશ છે, તે કારણને લીધે જો પોતાના મનગમતા મેળા મુકી બીજાને પરણે તો તે સ્ત્રીના દીવસો હમેશાં કલેશમાં જાય છે, જેથી તેને સંસાર ખારો ઝેર થઇ પડે છે.

શેઠપુત્રી—હું તો તમને વરી ચુકી છું. હવે મારે બીજો વર વરવાનું નીમ છે.

આટલી વાતચીત થઇ, ત્યાંતો નિશાળનો ટાઇમ થઇ જતાં વિદ્યાર્થીઓ દાખલ થયા. જેથી રાજકુમાર ચંદ્રશેખરને તથા શેઠ પુત્રીને વાતચીત કરવાનો વખત ફરી મળયો નહીં.

સજ્જના! ગુણી પુરૂષ અગર સ્ત્રી જે વચન બોલે છે તે પોતે અશખુર છેવટ સુધી પાળે છે.

હવે રાજકુમાર ચંદ્રશેખર તથા શેઠપુત્રી ગુણસુંદરી

વિદ્યાભ્યાસ શાસ્ત્ર સબંધી સંપૂર્ણ કરી રહ્યાં એટલે તેઓએ નિશાળ છોડી દીધી, જેથી તેઓને એક બીજાનુ મુખારવીંદ જોવાનો વખત પણ મળતો નથી.

રાજપુત્રી ગુણસુંદરીએ કેટલોક વખત જતાં પોતાની બેનપણીઓ આગળ રાજકુમાર ચંદ્રશેખરને મેં નિશાળમાં વરવાનુ વચન આપેલું છે તેથી તમે આ વાત મારા માતા પિતાને સમયને અનુસરી જણાવશો એમ પોતાની સાહેલીઓને કહ્યું.

તેની સાહેલીઓએ આ ઉત્તમ પ્રકારની અને અમુલ્ય હકીકત ગુણસુંદરીના માતા પિતાને એક દીવસે સમય જાણી જાહેર કરી ચેતવણી આપી, જેથી તેના માતા પિતાએ તે વાત ઘણાજ હર્ષ સાથે માન્ય કરી. એટલુંજ નહી પણ પોતાની પુત્રીના સગપણનું નાળીએર મહાસેન રાજાને ત્યાં શુભ દિવસ જોઇ મોકલ્યું.

મહારાજા મહસેનજીએ અતી ઉમંગે તે વધાવી લઇ ઘડીયાં લગ્ન લઇ તરતજ આનંદ ઓછવ સાથે પોતાના સદગુણી રાજકુમાર ને શેઠપુત્રી સાથે પરણાવી હસ્તમેળાપ કરાવ્યો ને તેને રહેવા સારૂ એક સુંદર સુશોભીત ઇંદ્રભુવન જેવો મહેલ કાઢી આપ્યો. જેમાં તે સ્ત્રી પુરૂષો રહી દીનપર દીન ઘણાજ આનંદ સાથે નીરગમન કરવા લાગ્યાં.

એક દિવસને સમે ચંદ્રશેખર રાજકુમારના મહેલમાં કાપાલીક નામનો એક અબધુત જોગી આવ્યો. તેણે કપટથી રાજકુમારને નમન કરી કહ્યું કે, હે રાજન! હું જ-

૧૪૮૦૪



ગત વશ કરવાની વિદ્યાનું સાધન કરૂં છું. જેને આજે સાત વરસ તો વીતી ગયા છે. પણ તે સાધન મારાથી ઉત્તર સાધક બત્રીસ લક્ષણા પુરૂષ વિના પુરૂં થઇ સિદ્ધ થતું નથી. કારણ કે ભુત, અને વ્યંતર દેવી ઓ મને બહુ જ ઉપદ્રવ કરે છે. તેના ભયંકર ઉપસર્ગોને લઇ વિદ્યા સિ-દ્ધ થતી નથી, તો પણ તેમના ઘણા ઉપસર્ગોને સહન કરીને મેં ઘણી ખરી રીતે વિદ્યા સાધી લીધી છે. હવે ફકત કાળી ચતુરદસીની રાત્રેજ બળી ભોગ આપવાનું બાકી છે, તે જો તમે મારા ઉપર દયા લાવી તે રાત્રે ત્યાં પધારોને ઉતર સાધકપણે રહી વિદ્યાનું સાધન સંપુર્ણ કરાવી આપો; તો હું તમારો ઉપકાર ભુલીશ નહીં.

દોહરા.

સાંભળી નૃપ સુત ચિંતવે, કરવું એહનું કાજ;<br>
આગે પણ ઉપગારમેં, દેત દેહ ધન રાજ. ૧<br>
નિરગુણ પરગુણ નવી લીયે, સ્વારથ રસીયા જેહ:<br>
આશા ભંજક ભૂત લે, ભાર ભુત નર તેહ. ૨<br>
પ્રીત કરી પાળે સદા, પરદુ:ખ દુખિયા અન;<br>
વિરલા પર કારજ કરા, કૃતગુણ જાણુગ ધન્ય. ૩

દોહા.

યોગીને કુંવર કહે, એ કરશું તુમ કામ;<br>
ઉત્તર સાધક મુઝથકે, કોણ લેવે ઇર્જ નામ. ૪

નાદિન અંતર ચઉદશે, આવી શું તમ ગેહ.
સાંભળીને યોગી ગયો, રહ્યો વનાંતર તેહ. ૫

હવે જોગીના ગયા પછી રાજકુમાર પાસે તેનો પરમ મીત્ર મંત્રીનો દીકરો હતો, તે આવ્યો. તેની પાસે ચંદ્રશેખરે જોગીની હકીકત કહી જણાવ્યું કે, મારે તેની વિદ્યા સધાવી આપવા ચતુરદશીની રાત્રે જવું છે.

મંત્રીપુત્ર—હે રાજકુમાર! હાલના સમયમાં જોગી ધુતારા ને નિર્દય હોય છે. જેથી તેની સાથે સ્નેહ કરવો એ યોગ્ય નથી. જેમ કસ્તુરી અતિ ગુણવાળી વસ્તુ છે, પણ તેને જો હીંગનો વાસ આપીએ તો તેની ઉત્તમ સુગંધી હીંગની ખરાબ સુગંધીના સ્પર્શને લઇ નીકળી જાય છે. તેવીજ રીતે આપ એવા ધુર્ત સાથે સ્નેહ કરશો તો આપમાંથી રાજ્યના ઉત્તમ ગુણોરૂપી સુગંધીનો નાશ થઇ ધુર્તરૂપી દુષ્ટ સુગંધનો પાસ લાગશે; તો કોઇ વખત મહાન સંકટમાં આવી જવાનો સંભવ રહેશે.

ચંદ્રશેખર—તેની સાથે સ્નેહ બાંધવાનો વિચાર હે! મીત્ર મેં કરેલો નથી. પણ ફકત પરઉપકાર નિમિતે તેની વિદ્યા સિદ્ધ કરાવી આપવી એટલુંજ છે.

મંત્રીપુત્ર—એવા ધુર્ત નીચને ઉપકાર કરવાથી પણ આપની કીર્તીને હાની પહોંચે માટે તેમ કરવું પણ મને યોગ્ય લાગતું નથી.

ચંદ્રશેખર—મારાથી વચન અપાઇ ગયું છે. તો તે મારે પાળવું જોઇએ. જો કે ઉંચ નીચ ગમે તે હોય પણ

ચંદ્રમા જેમ બધાને સરખું અજવાળું આપે છે. તેવીજ રીતે ઉપકાર અર્થે હે! પ્રોહ મારે પણ ઉંચ નીચ જોવાની જરૂર નથી. મારે મનતો બધા સરખા જ છે.

હવે દિવસો જતાં કાળી ચતુર્દશીનો દિવસ આવ્યો તે રાત્રે જોગી રાજકુમારને તેડવા સારૂ આવ્યો, એટલે ચંદ્રશેખર શુરવીરપણે તૈયાર થઇ હાથમાં ખડગ (તરવાર) લઇ નિર્ભયપણે તેની સાથે રાત્રીએ શમસાને ગયો. ત્યાં જોગીએ મંડળ કરી. દુષ્ટ દેવીનું આરાધન કરી બળીદાન મેલી:

રાજકુમારને કહ્યું કે—હે! રાજપુત્ર, દુષ્ટ દેવતા તમોને હરકત કરશે. માટે તમારા રક્ષણને અર્થે તમારી શીખા બાંધવા દો.

રાજકુમાર—હે! જોગીરાજ તમારે નીર્ભય રહેવું આ મારી તીખી તલવાર આગળ મને કોઇ પણ હરકત કરવા સમર્થ નથી, માટે મારી શીખા બાંધવાની જરૂર નથી. કારણકે સત્ય આગળ દુષ્ટ દેવતા પણ દુર રહે છે માટે મારી ચીંતા તમારે કાંઇ પણ કરવાની નથી. હું ખુલ્લી તરવારે તમારી મદદમાં ભય રહીત ઉભો છું માટે તમે તમારૂ કાર્ય સાધો.

આવો રાજકુમારનો ઉત્તર સાંભળી જોગીએ મનમાં વાચાર કર્યો કે આ ચતુર રાજપુત્ર કોઇ પણ રીતે છેતરાય તેમ નથી. માટે છળભેદ કરી તેને ગાફલપણામાં નાંખીશ તોજ તેને હણી શકાશે, એમ વીચારી પોતે મુગાપણે ધ્યાન ધરી ચીંતાની વગરનું સાધન કરવા લાગ્યો, અને મરેલા

માણસનું મુડદુ લઇ પાસે રાખી તેના મોઢામાં હવન હોમ કરવા લાગ્યો. આ વખતે તેની વિદ્યાના જોરથી એ દુષ્ટ દેવી પોતાનુ વિકાળ રૂપ કરી પોતાના દાંતને કકડાવતા સીંહની માફક ગાજતી બંને હાથમાં ફરસી સાથે જીભડા બહાર કાઢી ભયંકર રૂપે ઘણોજ પોતાની આક્રંદ કરવા લાગી.

આવું દેવીનું ભયંકર ને બીહામણું રૂપ જોઇ રાજકુમારે પોતાની તરવાર નીરભયપણે ક્ષત્રીપણાનું સુર ચડાવી ફેરવવા માંડી અને ઉલટો દેવીને ભય દેખાડયો. જેથી દેવી ભયભીત થઇ. જોગી તરફ ક્રોધાતુર રાતાં નેત્ર કરી હોકારા મારતી જોગી પાસે મનુષ્યના માંસનો બળભોગ માગવા લાગી. જોગી ઘણોજ ક્રોધાતુર થઇ રાજપુત્રને કહે કે હે મુર્ખ! તુ હજુ કેમ સમજતો નથી. સાંભળ હવે તું તારેજ હાથે તારૂ મસ્તક તરવારથી કાપીને દેવીના ચરણમાં મુક. જેથી દેવી સંતુષ્ટ થઇ, પાછું તારૂ મસ્તક સજીવન કરી આપે. જેથી આખા જગતના મનુષ્યો તેમજ તારા તમામ શત્રુઓ પણ તને નમતા આવે, એટલુ જ નહી પણ તારૂં રૂપ સુરજના જેવુ પ્રકાશીત થશે. આ સાંભળી રાજપુત્ર ભય ન પામતાં ધૈર્ય ધરી આંખ લાલચોળ કરી બોલ્યો કે અરે! જોગટા તું એક ભીખારી અને આતો રાજા તુ તો નિર્દય, પાપીષ્ટ છે. માટે તને હણી દેવીને સંતોષી આ જગતનો સઘળો રોગ નાશ કરૂ છું. આવાં સુરવનમાં વચનો રાજપુત્રનાં સાંભળી ધૂર્ત જોગીએ પોતાની તર

વારથી રાજપૂત્ર ઉપર ઘા કર્યો. જેથી તરતજ તેનો ઘા સાવધાનપણે ચુકાવી ક્ષત્રીપણાના અંકુર સાથે કજા કૌશલ્યથી એકદમ કુદકો મારી જોગીની કાંધ ઉપર ચડી બેઠા. જોગીએ પોતાની વિદ્યાના બળથી તેને આકાશમાં ફેંકી નીચે પછડાઇ મરણ પામે તેવો ઉપાય કર્યો. પણ રાજપૂત્રના સત્ય પરોપકારપણાને લઇ આકાશ મારગે વીમાનમાં બેશી કોઇ ત્રીલોચના નામની દેવી ચાલી જાતી હતી તેણે આ સત્યવંત પુરૂષને દીઠો ને તેના રૂપ અને શુરાતન ઉપર મોહાંધ થઇ તેને પોતાના વીમાનમાં અધરથી લઇ લીધો. વળી વિમાનમાંથી પૃથ્વી ઉપર નજર કરતાં જોવામાં આવ્યું. કે ફરસી લઇ જોગી સાવધાનપણે કુવર નીચે પડે કે મારી નાખવા તઇયાર ઉભો છે તેથી દુષ્ટ જોગી ઉપર ત્રીલોચના દેવીની ક્રોધાયમાન દ્રષ્ટી થઇ, ને તરતજ તેણે પોતાની હજુરના દેવતાઓને હુકમ કર્યો કે અરે જાઓ! જાઓ! પૃથ્વી ઉપર ઉભેલા દુષ્ટ ધુતારા જોગીને મારી નાખો. આ હુકમ સાંભળતાંજ તે દેવતાઓએ પૃથ્વી ઉપર જઇ તે પાપીષ્ટને મારી તે જોગટાના માંસનું ભક્ષણ તે દુષ્ટ દેવીને આપી સંતુષ્ટ કરી જેથી તે દેવી અદ્રશ્ય થઇ ગઇ.

હમારા પ્રિય વર્ગ—આ પ્રમાણે ધુતારા પાપીષ્ટ જોગીનું તો કહેવત મુજબ બન્યું. કહેવત છે કે ખોદે તે પડે. એ પ્રમાણે તેજ મરણ પામ્યો. ને રાજકુમાર ચંદ્રશેખર તો ત્યાં સત્યના બળે કરી જીવતો રહ્યો. પણ ત્રીલોચના દેવીના પંજામાં તે સપડાયો. હવે ત્રીલોચના દેવી તેના ઉપર

મોહીત થવાથી તેને પોતાની સાથે રત્નગીરી લઇ ગઇ. ત્યાં સોનનો મહેલ બનાવી તેમાં રાજપુત્રને રાખી કહેવા લાગી કે તમો આહીં સુખેથી મોજ કરો. મારી પાસે દાસ દાસીઓનો પરીવાર ઘણોજ છે. મારૂ નામ ચીત્રલોચના છે. હું તમારા રૂપ ગુણથી તમારા ઉપર મોહ પામી છું. જેથી હું આજેજ ધર્ણીયાતી થઇ છું તો મારી સાથે તનમનની લાજ છોડી આપી પ્રેમરસ ભોગવો.

હું કામરૂપી બાણથી હણાઇ ગઇ છું, પુણ્યવાન સ્ત્રીનેજ તમારા જેવો ભાગ્યવાનને બળીઓ પુરૂષ મળે છે. આ મારો બધો પરીવાર તમારો દાસ થઇને રહેશે. માટે હવે જન્મ પર્યંત મન ગમતાં સુખ ભોગવો.

મુરખ માણસ તપશા, જાપ, વગેરે કષ્ટો કરી મરણને શરણ થાય તો પણ મનુષ્ય અવતારમાં દેવતાનાં સુખ ભોગવવા સમર્થ થાય નહીં તો કહેવત છે કે બગાશું ખાતા સાકરનો ગાંગડો મોઢામાં આવે તે કોણ મેલી આપે. તે પ્રમાણે અનાયાસે તમારા પુણ્યના બળથી તેમજ દેવતાઈ સુખની પ્રાપ્તી થઇ છે તે સુખેથા ભોગવો; હું તમારા હુકમને તાબે રહી. હમેશાં જે હુકમ ફરમાવશો તે પ્રમાણે વરતીશ.

ચંદ્રશેખર—હે! દેવ તું સાંભળ.

દોહા.

વચન સુણી મન સ્થીર કરી, કહે દેવીને એમ;<br>
મેં સદ્‌ગુરૂ પાસે લીધો, પરનારીનો નેમ. ૧

શકતી અગાધ છે દેવની, જો કરે કામ વિધાત;
પર્વત ડોલે વાયુથી, તો તરૂવરની શી વાત. ૨
મોહે મન માણસ તણાં, મુંઝાણાં સંસાર;
વીરમ્યા વિષય કખાયથી, તે ગુણ મણી ભંડાર. ૩
કૃત્યા કૃત્ય હિતાહીતે, કામ વિવશ નરનાર;
ન સુણે ન ભણે દેખતાં, અપયશ મશી વિસ્તાર. ૪
કામાંધી તે સુખ ગણે, વિષય વિપત્તિ નિધાન;
ધંતુરીત નર લોહને, દેખે કનક સમાન. ૫
જાય વિષય વીષ સર્પનું, ગારૂડી મંત્ર જિનેશ;
રાખ્યો હરનિશ હૃદયમાં, સદ્ગુરૂનો ઉપદેશ. ૬

અરે દેવાંગનાં! તું તો દેવેદ્ર છો! વળી તમારૂં ત્રી અક્ષરી ત્રીલોચનાં એવું ઉત્તમ નામ છે. તો એ ત્રણ અક્ષરનો વિચાર કરી અર્થ તો કરી જુઓ! ત્રીલોચન એટલે ત્રણ ચક્ષુ. (નેત્ર) હવે સર્વને તો બે લોચન હોય છે. ને તમને તો ત્રણ લોચન પ્રાપ્ત થયાં છે. માટે તમે તમારા ત્રીજા લોચનથી જ્ઞાન દ્રષ્ટિએ વિચાર તો કરો. આમ ત્રણ લોચન છતાં અંધ બની મોહમાં કેમ લુબ્ધ થાઓ છો તમારા પુર્વે પુણ્યના જોગથી તમને જ્ઞાન રૂપી ત્રીજું નેત્ર મળેલું છે. છતાં કામાંધ બની તમે તમારૂં ચિંતામણી રત્ન સમાન શિયળરૂપીવ્રત ખંડન કરવા કેમ તત્પર થયાં છો, તે હું સમજી શકતો નથી. તમોરે તો અમારા જેવા મનુષ્યને સદ્ઉપદેશ આપી મોહની જાળમાં ફસાઇ પડતાં બચાવી પરઉપકાર કરવો જોઇએ એ. તમારૂ

મુખ્ય કર્તવ્ય છે. તે ભુલી જઇ ઉલટાં તમે પોતેજ આમ અમે બની કામની જાળમાં ફસાઇ પડી મને પણ ફસાવવાં તૈયાર થયાં છો. કે? શું જરા વિચારો વિચારો.

આવાં અમૃતરૂપી વચનો ચંદ્રશેખરનાં સાંભળી ત્રીલોચનાં ઘણીજ સંતુષ્ટ થઇ આનંદ પામી; મોહમાંથી મુક્ત થઈ.

ત્રીલોચના—હે રાજકુમાર ચંદ્રશેખર આજથી તમે મારા ધર્મના સહોદર છો. ધર્મના ગુરૂ છો, એટલુંજ નહી પણ મારા દેવ પણ તમેજ છો. તો હવે તમને કાંઇ પણ દુઃખ પડે ત્યારે તમારે મને યાદ કરવી. હું તમારી ધર્મની આજથી ભગ્ની થઇ ચુકી છું. માટે તમને દુઃખ વખતે હું હાજર થઇ, તરત તમારૂં દુખ કાપીશ. આમ વાત થઇ તે અરસામાં બીજા કોઇનો શબ્દ રાજકુમારના સાંભળવામાં આવ્યો. તેથી પુછ્યું કે, હે! દેવાંગનાં આવો અતિ ઉત્તમ ઉપદેશામૃત શબ્દનો અવાજ આંહી કયાંથી સંભળાય છે. એટલે ત્રીલોચના કહે છે.

હે ધર્મબંધુ! આંહીચંદ્ર નામની ગુફામાં કોઇ જ્ઞાની મહારાજ ચતુર માસ આવી રહેલા છે, તેમણે ચાર માસના ઉપવાસ કરેલા છે. તે શાસ્ત્રનો ઉપચાર કરી પોતે ભણે છે. આ સાંભળી કુંવર દેવી પાસેથી રજા લઇ તેજ રાત્રે જે ગુફામાં જ્ઞાની મહારાજ રહેલા છે. ત્યાં જઇ તેને વંદન કરી શાસ્ત્ર શ્રવણ કરવા ત્યાં બેઠો. ત્યાં રાત્રી ગુજારી, પ્રભાત થયે ગુરૂ વંદન કરી, તેનો આર્શીવાદ લઇ ચંદ્રશેખર વનમાં ચાલી નીકળ્યો.

વાચક વૃંદો—હવે રાજકુમાર ત્રીલોચના દેવી પાસેથી તેઓને પોતાની ધર્મની બેન કરી છુટો ને જ્ઞાની ગુરૂના દર્શન કરી વનમાં ચાલતાં ચાલતાં એક સરોવર આગળ આવ્યો. સરોવર ઉપર જઇ મુખ ધોઇ, ફળ, ફુલ ખાઇ જળપાન કરી વિશ્રામ લેવા બેઠા, ત્યાં આગળ પાણી ભરવાને બે સ્ત્રીઓ આવી; તેણે સરોવરમાંથી પાણી ભરી સો સોના બેડાં માથે ચડાવી અચાનક કજીઓ કરી લડવા લાગી. એક કહે હું આગળ ચાલું, બીજી કહે હું આગળ ચાલું ને તું પછવાડે ચાલ, આવો નમાલો કજીઓ જોઇ રાજકુમાર તો ઘણોજ અચંબો પામ્યો. ને મનમાં વિચારવા લાગ્યો કે; આ તે કોણ જાત હશે, આગળ પછળ ચાલવા સારૂ શા વાસ્તે કજીઓ કરતી હશે, એમ વીચારી તેને પુછવા લાગ્યો.

ચંદ્રશેખર—હે! બેનો! તમે શા સારૂ કજીઓ કરોછો. ત્યારે તેમાંની એક બોલી કે હે! યુવાન પુરૂષ, હું લુહારની જાતી છું મારૂં નામ ગુણમંજરી છે. મારો પતિ ઘણો વિદ્વાન ને કારીગર છે જેથી તેનું રાજદરબારમાં પણ માન છે. આ સાંભળી ચંદ્રશેખરે કહ્યું તારો પતિ એવો શું કારીગરીમાં વિદ્વાન છે, તે તો કહે.

ગુણમંજરી—મારા પતિનું નામ રવિશેખર છે. તે એક લોઢાનું મનુષ્ય બનાવે છે. તેમાં એવી કારીગરી બનાવે છે, કે તે આકાશમાં જાય છે. અને સમુદ્રમાંથી સાચા મોતી ગળી આવી પાછો અહીં આવે છે.

ચંદ્રશેખર—બીજીને કહે, હે બેન! હવે તમો કેમ આગળ ચાલવા સારૂં વાદ કરી કજીઓ કરો છો.

બીજી સ્ત્રી—હે પુરૂષ! મારા પતિની આગળ એના પતિની વિદ્યા બાળકના ખેલ સમાન છે. સાંભળો મારૂં નામ રતિસુંદરી છે. ને મારા પતિનું નામ રથકાર છે; અમે જાતનાં સુતાર છઇએ. મારો પતિ એક લાકડાનો ઘોડો બનાવે છે, તે ઉપર બેશી આકાશમાં જાય છે; અને આખી દુનીયા જોઇ પાછો છ માસની અંદર ઘરે આવે છે.

આવી રીતે બંને સ્ત્રીઓની અદ્ભુત વાત સાંભળી ચંદ્રશેખરે તે બંનેને કહ્યું કે તમો બંનેના પતિ કારીગર સરખા છે. માટે તમે બંને જણીઓ આંગળીએ વળગી એક સરખી રીતે હસતાં રમતાં ચાલો અને આનંદથી ઘેર જાઓ આ વાત બંનેને પસંદ પડી અને તે પ્રમાણે ચાલી. પછવાડે રાજકુમાર પણ ચાલ્યો. પહેલાં લુવારનું ઘર આવ્યું, એટલે લુવારણ તેના ઘરમાં ગઇ તેની પાછળ રાજકુમાર પણ ગયો એટલે રવીશેખરે કોઇ મેમાન આવ્યો જાણી તેને ઘણોજ આદર સતકાર આપ્યો ને આવવાનું કારણ પૂછ્યું; જેથી ચંદ્રશેખરે સાચેસાચી વાત કરી; આ વાત સાંભળી રવિશેખરે જાણ્યું કે આ કોઇ ઉતમ પુરૂષ છે એમ જાણી તેણે રાજકુમારને પોતાને ત્યાં રાખ્યો અને અપુલ્ય લોઢું લઇ તેનું મનુષ્યનું સ્વરૂપ બનાવ્યું; તેમાં પછવાડે બે માણસ સમાય તેવી જગાનો ઓરડો કર્યો; તેની પાછળ પવનરૂપી કુંચી કરી.

હવે સારો દિવસ આવ્યો તે દિવસ લુવાર તથા રાજકુમાર બંને તે લોઢાના ઓરડામાં બેસી ઉડવાની કુંચી શરૂ કરી જેથી પંખોની આફક બંને જણા નવા નવા ગામ

આકાશમાર્ગે જોતા ચાલતાં ચાલતાં સમુદ્રની વચ્ચે આવ્યા ત્યાં તેઓ સમુદ્રને તળીએ ઉતરી જેમ મછલીઓ બીજા જંતુઓનો આહાર કરી જાય છે તેવી રીતે લોઢાના મનુષ્યે સાચા મોતીવાળા જંતુઓ ગળી પોતાનું પેટ ભરી લીધું. એટલે રવિશેખરે તરતજ બીજી કુંચી લગાડી. જેથી તે પાછું ઉંચુ ચડી નીચે ઉતરી પોતાને ઘરે આવ્યું એટલે તેમાંથી સાચાં મોતી તેમણે લઇ લીધાં.

આ અતિ ચમત્કારી કારીગરી જોઇ ચંદ્રશેખરે રવિશેખને પુછયું કે આ વિદ્યા તમે કોની પાસેથી શીખ્યા.

રવિશેખર—આ વિદ્યા શોદ્રા નામની દેવીની મેં તન મનથી શુદ્ધ ભાવે સેવા કરી તેથી તે સંતુષ્ટ થઇ તેણે મને વિદ્યારૂપી બે કુંચીઓ આપી છે. પણ હે રાજપુત્ર! મને મારા શહેરના રાજાની ઘણી બીક લાગે છે. કે જો આ હકીકત તેના જાણવામાં આવે, તો તે મને જમનું ઘર દેખાડે. (મારી નાંખે.)

ચંદ્રશેખર—પ્રીયમીત્ર તમારે જરા પણ તમારા રાજાનો ભય રાખવો નહીં. તમો સુખેથી અહીં દિવસો નીર્ગમન કરો જયારે મને રાજય મલશે ત્યારે હું તમોને પ્રધાનની પદવી આપીશ.

રવિશેખર—પ્રીય રાજપુત્ર ચંદ્રશેખર બહુ સારૂં હું તમારૂં કહેવું સત્ય માનું છું તમો મારા માટે આવું અનહદ આત હીત કરી મને કૃતાર્થ કરવાનું કહોછો તો હું તમોને તેના ઈનામ બદલ વિદ્યા અરપણ કરૂં છું તે સ્વીકારેશો.

ચંદ્રશેખર-બહુ સારૂં એમ કહી વીનય સાથે તે વિદ્યા ગ્રહણ કરી; ફરી પણ કહ્યું કે તમો અહીં સુખેથી રહેજો. મેં જે વચન આપેલું છે તે નિઃસંદેહપણે ખરૂંજ જાણજો. હવે હું પરદેશ જઇશ એમ કહી દશશેર સાચાં મોતી સાથે લઇ ત્યાંથી તે ચાલ્યો, ને રથકાર સુતારને ઘેર આવ્યો ને તેની પાસે સાચાં મોતીનો ઢગલો કર્યો, તે રતિસુંદરીએ લઇ લીધાં ને ઘણોજ વીનય સહીત આદર સત્કાર કર્યો.

પ્રીય વાંચનાર, જરથી જગત પણ વશ કરવું હોય તો થાય છે તો પછી સાચાં મોતી મળવાથી રથકાર અને તેની સ્ત્રી તેનો આદરસતકાર કરે તેમાં નવાઇ જેવું નથી.

રથકાર— દોહરા.

કીહાં થકી તમે આવીયા, મુજ મંદીર મહારાજ;
પ્રગટયાં પૂર્વ ભવતણાં, પૂણ્ય અમારાં આજ. ૧
રથકાર વીનવી કહે, કો' અમ સરખું કામ;
વળતું કુંવર એમ કહે, કાશી વરણારશી ગામ. ૨
શ્રેષ્ટ વિજ્ઞાન કળા ગુણી, આવ્યો હું તમ પાસ;
ભમી ભમરો આવી ઠરે, પામી નલીન નિવાસ. ૩
એ ગુણી કાષ્ટ તુરંગ ઘડી, ઉપર કુંવર ચઢાય,
કુંચી બાહુ ગૃમનાગમી, આપી કીધ વિદાય. ૪
ફેરા ફરી એક માસમાં, પંખી પરે આકાશ;
પાછો ફરી આવી રહ્યા, રથકાર આવાસ. ૫
કૌતક દેખી નૃપસુતે, વિનયે વિદ્યા લીધ;
સેનાપતિ પદ તુજ દીયો, એણીપેરે વચનજ દીધ. ૬

રજા લઇને ચાલીયા, ખુશી થઇ રાજકુમાર;
નિશી વિશ્રામ તરૂ તળે, દેખી વડ વીસ્તાર. ૭

હવે સુર્ય પશ્ચિમદિશામાં આથમવા લાગ્યો અંધારૂંઘોર થવા લાગ્યું, તેથી એક વડના ઝાડ નીચે ચંદ્રશેખરે રાત્રી ગુજારવા સારૂ ત્યાં વિશ્રામ લીધો પણ અઘોર ભયંકર વન અને વળી અંધારી રાત હોવાથી જેમ ઉદ્યમ કરતાં દારીદ્ર જાય છે. તેમ જાગ્રત રહેવાથી ભયનો નાશ થાય. એ વાક્ય અનુસારે કુંવર જાગતો હતો, આવા ભયંકર વખતે બે પુરૂષો રાત્રીની સમે ચંદ્રશેખરૂં પાસે આવ્યા ને તેને પગે લાગી પાસે બેઠા. રાજકુમારે તેને ઓળખ્યા. જેથી પુછ્યું કે આહો! સ્વદેશી પરમ મીત્રો તમે આવા અઘોર વનમાં આવી ભયંકર જગ્યાએ અર્ધી રાત્રીએ કયાંથી આવ્યા?

બને પુરૂષો—હે! અમારા ભવીષ્યના રાજા થનાર રાજકુમાર આપ આવી રીતે અચાનક કોઇને કહ્યા વગર રાત્રીને વખતે જોગી સાથે ખડગ લઇ ચાલી નીકળ્યા. ત્યારપછી તમો ઘર આગળ આવ્યાજ નહીં, તેથી તમારા માત પીતાએ ઘણા દિવસ સુધી આપની ચોતરફ તપાસ કરી પણ આપના પતો કયાંહી મળ્યો નહીં જેથી તેઓ તમારા વિયોગરૂપી દુઃખથી દુઃખી થાય છે. વળી હે! રાજન તમારી સ્ત્રી તો આપના દર્શન વીના જોગણનો વેશ પહેરી ધર્મ સાધન કરી ભાંય પથારી કરે છે. ને છેવટે બળીને મરવાનો વીચાર કર્યો છે. પણ તેની બેનપણીઓએ તેને સમજાવી કહ્યું કે બાઇ સાહેબ! આપના પતિના બે પ્રીયમીત્રો છે. તેમને તપાસ કરવા મોકલીએ. ને તે તપાસ કરીને આવે

ત્યાં સુધી આપણે ધર્મધ્યાન કરીએ. આવી રીતે તેમની બેનપણીઓના સમજાવવાથી તમારી સ્ત્રીએ તમારો પતો મેળવવા સારૂ અમોને કહ્યું તેથી અમો આપને ગોતવા સારૂ નીકળ્યા. ફરતાં ફરતાં ઘણાં નગર, ગામ, શીમ, અને રાન જોઇ જોઇને અમો થાકી રહ્યા ને મનમાં આપનો કાંઇ પતો ન લાગવાથી નિરાશ થયા. પણ વિચારમાં ને વિચારમાં ચાલતાં ચાલતાં આ અઘોરં વનમાં બેભાનપણે દિવસ રાત્રી નહી ગણકારતાં આંહી આવ્યા; ત્યાં તો પરમ કૃપાળુ પરમેશ્વરે અમારી મહેનત સામું જોયું. કે જેથી 'અહીં' અણધાર્યો આપના દરશનનો લાભ થયો. અમો ઘણા દેશ દેશાવરો ફર્યા છઇએ તેનો જે થાક લાગ્યો છે. તે પણ ઉતરી ગયો એમ બોલી એક બીજાને ઉમંગથી મલ્યા પછી એકબીજા પોતપોતાની વાતો કરતા કરતા તે બંને જણા થાકને લઇ નિંદ્રાદેવીને વશ થયા. પણ ચંદ્રશેખર જાગૃત પણામાં સીંહની માફક બેઠા છે. તે અરસામાં એક નવું અચાનક કૌતક થયું; ચંદ્રશેખર કુમાર જે વડ નીચે બેઠાં છે. તેજ વડ ઉપર વ્યંતર દેવતાનું સ્ત્રી પુરૂષનું જોડું રહે છે તે એક બીજાના પ્રેમમાં લીન થઇ વાતો કરે છે કે હે સ્વામીનૃ આ નીચે કોણ છે. ત્યારે પુરૂષે કહ્યું એ ક્ષત્રીપુત્ર છે' અને જે આ બે જણ સુતા છે. તે તેના પરમ મીત્રો છે. પણ તે તેને' દુઃખની વખતે મદદ કરતા થાય તેવા નથી. કારણ કે 'તે બંને ઘણાજ બીકણ અને કાયર પુરૂષ છે. એમ વાત કરતાં હતાં ત્યાં રવી ઉગમવાનો વખત

થયો. એટલે તે દેવી દેવતાનું જોડું અદ્રશ્ય થઇ ગયું. બંને મીત્રો પણ સુરજ ઉગતાં જાગૃત થયા એટલે ત્રણે જણાએ ત્યાંથી આગળ ચાલવા માંડયું. વગડામાં એક વાઘ ત્રણે જણાના જોવામાં આવ્યો. ભયંકર પ્રાણ લેનાર વાઘનાં દર્શન દુરથી થયાં કે તેના બંને મીત્રો તો જેમ બે પગ વચ્ચે પુંછડી ઘાલી શ્વાન નાસે તેમ એકદમ ભાગી ગયા. પણ રાજકુમાર ચંદ્રશેખર તો તેની સનમુખજ જેમ સીંહ ગર્જના કરી આગળ આવે તેમ આ રાજપુત્ર રાજસીંહની પેઠે નીરભય થઇ તેની સામો થઇ એક બાણના પ્રહારેજ વાઘના પ્રાણ હરણ કરી લીધા.

હવે વાઘ મરણ થયો એટલે પોતાની જીત થઇ પોતાના મીત્રોને આસ પાસ જેવા લાગો. પણ મીત્રો કયાંય જોવામાં આવ્યા નહીં એટલામાં ફરતાં ફરતાં એક સરોવર દીઠું. ને તે ઝાડોની સુંદર ઘટાથી ઘણુંજ રમણીકને શોભાયમાન જોઇ, ફળ, ફુલ વાળી આવી; સરોવરમાં સ્નાન કરી ફળ ફુલનો આહાર કરી. સાંજ પડવાનો વખત થઇ જવા આવ્યો હતો. તેથી ત્યાંજ વીશ્રામ લેવા બેઠો.

હવે રાત્રી પડવા આવી તેથી. પુર્વ દિશામાં, એક કમદેવ નામના જક્ષનું દેવળ જોવામાં આવ્યું ત્યાં જઇ દેવળનાં કમાડ બંધ કરી, જક્ષને શરણ પડી, સુતાં સુતાં વીચાર કરે છે કે વડ ઉપરના વ્યંતર દેવતાનું વચન સાચું બંને મીત્રો પાતાની જાતિને અનુસરી વાઘની ભયથી નાસી ગયા. પણ આપણા જેવા ઉતમ કુળના પુરૂષને તે જો

પાછા મળેતો પણ તેને દુર નહીં કરતાં જેમ ચંદ્રમાં પોતાના મીત્ર રવીનો અસ્ત વખત જાણી પોતાનું મુખ ઉજવળ કરી પ્રકાશીત થાય છે. એવો તે મીત્ર દ્રોહી છે. તો પણ શીવ પોતાના મસ્તક ઉપર તેને ઘણાજ પ્રેમથી ધારણ કરે છે વળી નાગ ઝેરી જનાવર છે તો પણ તેને શીવ પોતાના કંઠમાં પરોવી રાખે છે. તેવીજ રીતે મને પણ તે મળે તો મનમાં આનંદ થાય ને સાથે રાખું. આમ વીચાર કરતાં અરધી રાત વીતવા આવી એટલામાં મંદીર બહાર એક આચરીજ થયું.

વૈતાડય પર્વતની શ્રેણી ઉપરે જોબન અવસ્થાની સરખાં વયવાળી: સરખારૂપની વિદ્યાધરની ચોસઠ કન્યાઓ આ-કાશમાર્ગેથી આ મંદીરમાં આવી ઉતરીયું. તેઓને જોઇ રાજકુમારતો અજાયબ બની ગયો. અને મનમાં વીચારવા લાગ્યો કે આતે કોઇ ઇંદ્રના ઘરની અપસરાઓ હશે; કે વન દેવીઓ હશે! બ્રહ્માએ એક વખતેજ આ ચોસઠ જણીને એક સરખી ઘડી હશે. કે શું? દુનિયામાં આવી એક સરખી જોડ આજ સુધીમાં મેં કયાંય જોઇ નથી વળી જેણે દેવતાઇ વસ્ત્રાભુષણો પહેરેલાં છે. રાજકુમાર આમ મનમાં ચીંતવે છે. એટલામાં તો ચોસઠ જણીઓ દેવળમાં આવી તેમાં એક ચંપકમાળા નામની આર્યા મોટી હતી. તેણે બધીને યક્ષ પાસે નાટક કરી નૃત્ય નાદ કરવાનો હુકમ આપ્યો. જેથી બધીઓ નૃત્ય કરવા લાગી. આ નૃત્ય રાજકુમાર પણ જો-તો હતો. નૃત્ય કરી લીધા પછી બધી જણીઓ જક્ષને

ચરણે નમી હાથ જોડી અરજ કરવા લાગી જે અમને અમારા લાયક સુંદર વરનો મેળાપ કરાવજો. એમ વીનવી બધીયે પોતાના વસ્ત્રાભુષણ દેવળમાં ઉતારી. સરોવરમાં સ્નાન કરવા સારૂં સરોવર ઉપર ગયું.

પાછળથી ચંદ્રશેખરે તેનાં વસ્ત્રાભુષણ લઇ મં-દીરના કમાડ બંધ કરી દીધાં ચોસઠ જણીઓ. જળ-ક્રીડા કરી રંગમંડપમાં આવી જુએ છે. તો પોતાના વસ્ત્ર કે ઘરેણાં દીઠાં નહિ. ને મંદીરનાં કમાડ બંધ દીઠાં. એટલે તેમાંથી એક બોલી કે જે પુરૂષ અમારાં વસ્ત્રભુષણ લઇ મંદીરમાં જઇ બંધ કરી બેઠો છે તે જો વસ્ત્ર ઘરેણાં પાછાં નહી આપે તો તે મરણને શરણ થશે. ત્યાંનો બીજી પણ બોલી કે જુઓ છો શું ! એને બાંધી, ઉંધે માથે લટકા વી સમુદ્રમાં નાખી દીઓ. બીજીઓ કહે એને સીંહના મોઢા પાસે નાખો કેટલીકતો કહે એને બાળીને ભસ્મ કરો.

આવી રીતના અનેક તરેહનાં ભયંકર અને અવટીત શબ્દો સાંભળી રાજપુત્ર ચંદ્રશેખર જરા પણ બીનો નહીં. જેથી મધુર વચને કરી સૌથી મોટી ચંપકમાળા બોલી, ઉઠી કે; ઉત્તમ પુરૂષ પારકું ધન લીએ નહિ ને નીચ પુરૂષ હો-યને તે જો લીએ, તો પાછું આપે નહિ. અમે અમારાં વસ્ત્રાભુષણ કાંઇ કોઇને સોંપેલ નથી. પણ હે ! ઉત્તમ પુ-રૂપ આ લુંગડા ઘરેણાં કોઇ લૂઇ જશે; એમ જાણીં તમે સાચવેલાં છે. એ તમે અમારા ઉપર ઘણોજ ઉપકાર કરેલો છે. માટે હવે અમને પાછાં આપશો.

ચંદ્રશેખર—અરે વિદ્યાધરની કન્યાઓ નજરે જોયા કર્યા વીના કોઇને ગલે પડવાથી તમારાં ઘરેણાં વસ્ત્ર મલે તેમ નથી. એતો કોણ જાણે કોણ લઇ ગયેલ હશે.

ચંપકમાલા—હે! સજ્જન ઉત્તમ પુરૂષ અમારા વસ્ત્ર ઘરેણાં સોહ સમાન પુરૂષ લઇ શકે. શીયાળ જેવા કાયરપુરૂષ તેના આડા પણ ઉતરવા સમર્થ થાય નહિ. હવે અમે આપને વધારે શું કહીએ. અમારે રાત થોડીને વેશ ઘણા છે. (છેટે જવું છે) માટે તમારે જોઇએ તે માહેથી માગી લીઓ ને અમારા વસ્ત્ર ઘરેણાં અમને આપો.

ચંદ્રશેખર—તમારા આવા દીનતા ભરેલા વચનો સાંભળીને તમારા વસ્ત્રાભુષણ હું પાછાં આપું છું; તે સંભાળી તપાશો! લોઓ મારે તમારી પાસે કાંઇ પણ માગી લેવાની જરૂર નથી.

આવાં અમૃત રૂપી વચનોથી આ કોઇ ભાગ્યશાળી અને બત્રીશ લક્ષણો પુરૂષ રાજપુત્ર છે એમ વિદ્યાધરીઓના મનમાં આવ્યું. તેથી ઇનામમાં ચંદ્રશેખરને તેણીઓએ એક અદ્દશ્ય તરવાર ને કચવો આપી કહ્યું કે હે! ઉત્તમ રાજવંશી પુરૂષ આ દેવતાઇ તરવારના પ્રબળપણાથી જ્યાં જશો ત્યાં જય મેળવી વિજય પામશો એટલુંજ નહીં પણ તેના જોરથી તમે આખી પૃથ્વીના ધણી થશો ને આ કંચવો તમે તમારી પાટરાણીને આપજો, કે જેથી તેનું સ્વરૂપ રંભા અને લક્ષ્મી તુલ્ય થશે. એમ કહી તેઓ સર્વે વૈમાનમાં બેસી અદ્રશ્ય થઇ; હવે સુર્યનો ઉદય થયો એટલે કુંવર પંકજાક્ષને નમન કરી આગળ ચાલ્યો; ચાલતાં ચા-

લતાં એક નગર આવ્યું પણ તે નગર સાવ સુનકાર છે. જેમાં માણસોનો તો વાસજ નથી. તોપણ તે નગર અતિ સુંદર ને સુશોભીત છે જેને ફરતી નવ વાડીઓ છે. તેમાં હીંમત ધરીને પોતે પ્રવેશ કર્યો. તો અનોપમ રગ બેરંગી મહેલો દીઠા. પણ તે સુના, બજાર શુન્ય પડી છે. દુકાનો-ધાન, કપડા, રેશમ, ચોનાઇ વાસણો, વગેરે અમુલ્ય વસ્તુઓથી ભરપુર ખુલી પડી છે, પણ કોઇ મનુષ્ય નથી આવી રીતે જોતો જોતો આગળ ચાલ્યો ત્યાં રાજમહેલ આવ્યો, તેમાં પોતે ચાલ્યો અને છેવટ સાતમે માળ ગયો તો ત્યાં એક સોનાનો ઢોલાંયો છે તે ઉપર દેવતાની શયા સરખી બીછાન બીછાવેલો છે તેના ઉપર એક શામવરણની માંજારીકા (બીલાડી) જોવામાં આવી. તેના ઓશીકા તરફ નજર જતાં બે ડાબડીયો દીઠી. તે નીર્ભયપણે લઇ ઉઘાડી તપાસી તો એકમાં રાતું આંજણ જોયું ને બીજીમાં શ્વેત આંજણ દીઠું તેથી વિચારમાં પડયો કે આ શું! આમાં કાંઇ પણ ભેદ છે એમ વીચારી પોતે ન આંજતાં ધોળું આંજણ બીલાડીની આંખમાં આંજયું એટલે તો તરત રંભા જેવી નવયોવના કુમારીકા થઇને બેઠી થઇ શરમાણી તો પણ લાજ કાઢી નમ્ર વચનોથી બોલી કે હે! મહારાજ બેસો. આ સાંભળી ચંદ્રશેખર ત્યાં બેઠા ને પુછવા લાગ્યો કે આ શું ઉતપાત કહેવાય; આનું કારણ શું છે તે કહેશો. ત્યારે તે કુમારીકા કહે હે ઉત્તમ પુરૂષ આ કનકપુર નામનું નગર છે તેના જીતારી નામનો રાજા છે તેને જયમાળા નામની સતિ રાણી છે તેને એકજ પુત્રી છે જેનું નામ રતિસુંદરી છે તેજ આ તમારી પાસે બેઠી છે.

હે! રાજન એક દિવસને સમે અમારા નગરના વન માં માસમાસના ઉપવાસ કરવાવાળા કોઇ મહાન તપસ્વી આવી વસ્યા, તેને વંદન કરવા નીમીત્તે પુરનાં તમામ સ્ત્રી પુરૂષો જવા લાગ્યાં તેજ આવારે માહા પિતાએ એવી અદ્ભુત તપસ્યાની ખ્યાતી સાંભળી સર્વ રાજસામગ્રી સાથે તેને વંદન કરવા ગયા. અમે વંદન કરવા ગયાં તે પછીનો આવતો દિવસ આ તપસીને પારણું કરવાનો હતો તેમા મારા પિતાએ તેને પારણું કરવાનું આમંત્રણ કર્યું તે તેણે કબુલ કર્યું.

હવે બીજે દિવસ તે જોગીરાજ પારણું કરવા રાજ. દ્વારે આવ્યા ત્યાં હું તેને મહાન તપસ્વી ધારી વંદન કરવા નીમિત્તે ગઇ. તો આ મહંતપુરૂષ મને દેખી. કામથી વીહુવળ બની મારા રૂપમાં અંજાઇ જઇ મોહાંધ બની મારા પિતાને કહ્યું. તમારી પુત્રીનું મારી સાથે પાણીગ્રહણ કરાવો. આથી મારા પિતા અતિ ક્રોધાયમાન થઇ આંખ લાલચોળ કરી તે પ્રત્યે બોલ્યા કે; અરે ! અધમ પાપીષ્ટ તું આ જોગીના વેષને વગોવનાર, દુષ્ટ મતિનો થઇ આવું અયુકત વચન કેમ બોલે છે. એમ કહી તેને મારા પિતાએ નીભ્રંછી ત્યાંથી કાઢી મુકયો. તેથી તે પોતાને આશ્રમે ગયો અને ત્યા કોઇ માલણના લુગડા પહેરી માલણનો વેશ લઇ ફુલની છાબ ભરી, મારે મંદીરે આવ્યો. પણ હે ! રાજન મારી ચતુર દાસીએ તેને તરતજ ઓળખી કાઢયો જેથી તેના મોઢા ઉપર ધુળ નાખી કાઢી મુકયો. આટલું થયાં છતાં પણ તે નફટ નાલેંજ સમજયો નહિ; તે નારાનો વેશ મુકી આપી. ખાવું પીવું, તપસ્યા એ

સર્વે છોડી દઇ મનમાં કલેશ કરતો પાછો એક દિવસ રા-
ત્રીને વખતે મારા મહેલની ભીંત ઉપર જેમ નટવાંસ
ઉપર ચડે છે તેવી રીતે ચડવા લાગો જેમ રાત્રે વાયસ
દેખતા નથી, દિવસના ઘુવડ દેખતા નથી. તેમ કામી પુરૂષ
રાત્રી અને દિવસ આંધળાજ ભમ્યા કરે છે. એટલે તે કો-
ઇને પણ દેખતો નથી. એવી કામની આંધી છે. તેને ચડતાં
મારા પહેરેગીરોએ દીઠો કે તરતજ મુશકેટાટ મજબુત બાંધી
મારા પીતાની હજુરમાં ખડો કર્યો. ને તમામ હકીકત
નીવેદન કરી. એટલે મારા પિતાએ એકદમ તેને શુળીએ
ચડાવવાનો હુકમ આપ્યો. ત્યાંથી મરણ પામી રાક્ષસનો
અવતાર પામ્યો.

રાક્ષસી જ્ઞાનના બળે કરી ક્ષણે ક્ષણે મારા પ્રતી મોહુ
રાગ ધારી મને લેવાની તજવીજ કરી.

ચંદ્રશેખર—હે! રતિકાન્તિસમ, મૃગનયની, એ રાક્ષસ
તારા પ્રત્યે રાગી છે અને તને લેવાની ઉત્કંઠા ધરાવે છે એ
તારા જાણવામાં કેવી રીતે આવ્યું.

રતિસુંદરા—હો પંથી મુસાફર રાજપુત્ર આ શાહેરમાં
આ સમયે એક સદ્‌ગુણી જ્ઞાનવંત મહાત્મા મહંત પુરૂષ
આવી રહેલા તેના વંદનાર્થે મારા પિતા ગયેલા ત્યાં તેમણે
તે જ્ઞાની સીધ્ધ પુરૂષને નમ્રતા પુર્વક અરજ કરી પુછયું કે
કે-હે! સર્વેનું હિત ઇચ્છનાર સંત પુરૂષ મીરી એકનાએક
અંગજા છે તેનો ભરતાર કોણ થશે.

જ્ઞાની મહારાજ—હે! રાજનીતીમાં નીપુણ રાજન તારી

પુત્રીનો ભરતાર કાશી દેશના મહસેન રાજાનો મહા બ- ળવાન ને વિદ્યાવાન પુત્ર ચંદ્રશેખર થશે કે જે અંતે ત્રણ ખંડનો ભોક્તા થવાનો છે. પણ હે! રાજા તારી પુત્રી ઉપર જે તાપસ મોહ પામ્યો હતો તેને તેં મારી નાખ્યો તે મરી તારાજ નગરની સીમમાં રાક્ષસ પણે વ્યંતરદેવતા થયો છે તે તેની રાક્ષસી માયાના બળે તારા નગરને આજથી ત્રીજે દિવસ બાળી નાખશે અને તારી પુત્રીને લઇ જશે, માટે જો તારેને તારી રૈયતને બચવું હોય તો તરત નાશી જાઓ.

આં સાંભળી રાજા તો ઘણોજ આચંબો પામ્યો; અને તરતજ નગરમાં જઇ પડઉ વજડાવ્યો કે આ નગરમાં કોઇએ રહેવું નહીં એમ છતાં જો રહેશે ને તેના જીવને જોખમ લાગશે તો રાજા જવાબદાર નથી, રાજા પણ આજ રાતમાં સહકુટુંબ આંહીથી ચાલ્યા જવાના છે. માટે પોતાનો જીવ બચાવવા ખાતર તમામ માણસોએ, નગર છોડી દેવું. વળી જયારે આવવું સરજ્યું હશે ત્યારે આવશું આ પ્રમાણે અકસ્માત ભયંકર વાતનો પડઉ સાંભળી નગરીની તમામ રઇયત પોતાનું રાચરચીલું, ઘરેણાંગાઠાં વીગેરે સઘળું જે- મનું તેમ મેલી દઇ પોતાનો જીવ લઇ નાઠી. મારા પીતા પણ સહકુટુંબ બથી નાઠા. સાથે હું જતી હતી; ત્યાં તો રા- ક્ષસે આવી મારૂ હરણ કરી, કોઇ પર્વતની ગુફામાં મને રાખી.

હવે કેટલેક દિવસે નગર સુનકાર જોઇ રાક્ષસે મારી સાથે પાણીગ્રહણ કરવાની આકાંક્ષાથી મારા મહેલમાં મને દાખલ કરી આજે લગન કરવાનો દીવસ છે જેથી તે લગ્ન ની સામગ્રી- લેવાના હેતુથી બહાર જવા સારૂ મને માંજારો

બનાવી ચારઘડીનો વાયદો કરી ગયો છે તે હમણાંજ આ-
વશે જોઇએ, પણ અરેરે! હે! પથી મુસાફર મારા પી-
તાને જ્ઞાની મહંત પુરૂષે મારો ભરતાર કાશીના રાજાનો
પુત્ર ચંદ્રશેખર થશે એમ કહેલું છે તે તેમનું વચન ખોટું
તો નજ હોય. પણ મારા પૂર્વજન્મના કોઇ અઘોર પાપના
ઉદયને લઇ તે પણ મલ્યા નહિ જેથી હવે મારે આહીં
મરણને શરણ થયા શીવાય છુટકો નથી. હે! ઉત્તમ પુરૂષ
મને રાક્ષસ માંજારી બનાવી ગયો હતો તો તમે મને આવા
મુળ સ્વરૂપમાં શી રીતે લાવ્યા અને તમે કોણ છો તે કહેશો.

ચંદ્રશેખર—હે! રાજકન્યા તારૂં વૃતાંત મુળથી સાં-
ભળી હું વાકેફ થયો છું. જ્ઞાની પુરૂષનાં વચનો ખોટાં
હોયજ નહીં તે સત્યજ હોય; મેં તને આ તારા ઓશીકા
જે બે ડાબલીઓ નીચે છે તેમાંથી શ્વેત અંજન લઇ તારા
નેત્રમાં આંજ્યું તેથી તું તારા મુળ સ્વરૂપમાં આવી છો.

રતિસુંદરી—હું આપના અમૃતરૂપી વચનો સાંભળી
સમજી ગઇછું કે આપ ચંદ્રશેખર પોતેજ મારી મદદે આવી
પોહ્ચ્યા છો તેથી જેમ અપુત્રીઆને પુત્રની પ્રાપ્તિ નિર્ધ-
નીઆને ધનની પ્રાપ્તી થાય ને તેના આનંદનો જેમ પાર
રહે નહી તેમ મારા આનંદનો પાર રહ્યો નથી, પણ હવે
મને આપ પાછી માંજારી બનાવી આ કુસુમ (ફુલ) ના ઢગલા
માં આપ અંતર્ગત રહો.

ચંદ્રશેખરે રતિસુંદરીના કહેવા મુજબ તેને માંજારી
બનાવી પોતે ફુલના ઢગલામાં સંતાઇ રહ્યા ત્યાંતો રાક્ષસ

આવ્યો. અને મહારાજ આનંદ સાથે શ્વેત અંજન આજી કુંવરીને કન્યાના રૂપમાં લાવી કહ્યું, મારી સાથે પાણીગ્રહણ કરી સુખ ભોગવ. અને બોલ્યો કે હે ! રાજપુત્રી આંહી મનુષ્યની ગંધ આવે છે. સુખના શીરદાર, આહીં મનુષ્ય કેવું રતિસુંદરી—હું પોતેજ મનુષ્ય છું; મારી સુગંધ તો તું ખમી શકતો નથી તો મારી સાથે સુખ કેવી રીતે ભોગવી શકોસ.

અરેરે ! પરમેશ્વર મારાં કર્મ કેવાં કઠણ છે. મારે તો નાગ સાચવવા જેવું થયું છે, જો કે નાગને ગમે તેટલો દુધ પાઇ ઉછેરી તેના સાથે પ્યાર કર્યો હોય તોપણ તે જ્યારે ક્રોધાયમાન થાય ત્યારે ડસે, જેથી મરણ થાય તેવુંજ તમારૂં પણ છે. મારે તમારી પ્રીતી શું કામની. જેવી વાઘ અને બકરાને પ્રીતી હોય તેવી મારે તમારી પ્રીતી છે. વળી પરાણે પ્રીત કોઇ દીવસ થતી નથી.

રાક્ષસ—અરે ! હજુ શું ! તું પુરૂષની રાગીણી છો, તો સે હું તારૂંજ ભક્ષણ કરૂંછું; હવે તારા ઉપર મારી રાગદશા રહી નથી.

આવાં ક્રોધાતુર રાક્ષસનાં વચનો સાંભળતાં જેમ ગર્જના કરતો સીંહ ગુફામાંથી બહાર નીકળે છે તેમ રાજકુમાર ક્ષત્રીપણાના શુરાતનને લઇ એકદમ ફુલ નીચેની શય્યામાંથી ફલાંગ મારી નીકળ્યો અને રાક્ષસ પ્રત્યે કહેવા લાગ્યો;—અરે નિર્દય પાપીષ્ટ દુરાત્મા, તારા વજ્ર તુલ્ય વચનોનો પ્રહાર કરવો હવે છોડી આપ. હે! સ્ત્રીહત્યા કર-

વાવાળા તને તો આ મારી તરવારે કરી મારૂંશું ને મારી તરવારને તારા લોહીથીજ નવરાવી નીર્મળ કરૂંશુ. માટે તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે, કેમકે તારો કાળ હવે તારી પાસે આવી ઉભો છે. આવાં ભયંકર વચનો રાજકુમારનાં સાંભળી રાક્ષસ તાડનું રૂપ બનાવી રાજકુમાર ઉપર ધાયો એટલે રાજકુમાર તરવાર ખેંચી હાથમાં ઢાલ લઇ તેની સન્મુખ આવ્યો. બંને સામસામું યુદ્ધ કરવા લાગ્યા; આ જોઇ રતિસુંદરી ભય પામી બીવા લાગી, યુદ્ધ કરતાં ચંદ્રશેખરે જાણ્યું કે રાક્ષસ દેવમાયા છે તો તેને હું સમગ્ર પ્રકારે કોઇ પણ રીતે પોચી જીતી શકું તેમ નથી, તેથી એકદમ રાજકુમારે ત્રીલોચનાદેવીનું સ્મરણ કર્યું કે દેવી પોતાના દેવતાઇ પરીવાર સહીત કુંવરની મદદમાં આવી, રાક્ષસના સાત કટકાં કર્યાં. પણ દેવતાની યોનીથી તે મરણ ન પામતાં તેનાથી ભય પામી પોતાનું બીજું સ્વરૂપ કરી ત્યાંથી નાસી ગયો અને સમુદ્રને તળીયે જઇ રહ્યો. એટલે દેવી પોતાના પરીવાર સહીત રાજકુંવર પાસે આવીને બોલી કે હે! ધર્મ બંધુ! ધર્મનું સગપણ સૌથી શ્રેષ્ઠ છે. આ સાંભળી કુમાર હર્ષવંત થઇ દેવીને વંદન કરી બોલ્યો કે-હે! ધર્મભગ્ની મેં આપને પરીશ્રમ આપ્યો છે તે માફ કરશો.

હવે દેવીએ આ ખબર રતિસુંદરીના બાપને તથા તેની રૈયતને આપ્યા કે રાક્ષસનો ભય હવે તમારા નગરમાં રહ્યો નથી માટે તમે તમારા નગરમાં જાઓ; આ આનંદની વધામણી સાંભળી બધા નગરમાં આવી વસ્યા ને રતિસું-

કરીનો બાપ જીતારીરાજા ચંદ્રશેખરને ઘણાજ આનંદ સાથે મળ્યો ને બોલ્યો કે આપના પુર્વ પુન્યના પ્રબળપણાએ અમોને આ ભયંકર દુઃખમાંથી મુક્ત કર્યા છે. આ જીવતદાન આપ્યાનો બદલો વાળી શકવા કોઇ રીતે હું સમર્થવાન થાઉં તેમ નથી એમ વાત કરે છે તેટલામાં રતિસુંદરીની દાસીએ આવી જીતારીરાજાની કહ્યું કે હે! રાજન તમારી પુત્રીનાં લગ્ન આ રાજપુત્ર સાથે કરી આપો. આથી જીતારીરાજાએ ચંદ્રશેખર સાથે ઘણાજ આનંદ ઓછવથી પોતાની પુત્રીને પરણાવી કન્યાદાનમાં અરધુ રાજ્ય આપ્યું હવે ચંદ્રશેખર સસરાને ઘરે રહી સુખ ભોગવતા પોતાના દિવસો નીરગમન કરે છે, સોગટાબાજી, જલક્રીડા વગેરે અનેક પ્રકારના વૈભવથી સુખ ભોગવે છે. વિદ્યાધરીઓએ આપેલ કંચવો પણ તેણે પોતાની પ્રિયાને આપ્યો છે જેથી તેણીનું રૂપ રંભા સમાન રતિકાંન્તી સરખું સાવીત્રી તુલ્ય થયું છે. એક દિવસ રતિસુંદરીને એવું મન થયું કે, આપણે જલક્રીડા કરવા સરોવરમાં જવું. આ વાત તેણે પોતાના પતિને જણાવી. જેથી ચંદ્રશેખરે કહ્યું હે! પ્રીયા આપણે ગામ બહાર જલક્રીડા કરવા આ વખતે જવું યોગ્ય નથી. માટે કોઇ વખત આગળ ઉપર જશું. કહેવત છે કે રાજહઠ બાળહઠ, જોગીહઠ ને સ્ત્રીહઠ એ લીધી વાત છોડતાં નથી. તેને અનુસરી રતિસુંદરીએ બહારગામ જલક્રીડા કરવા જવાનો હઠ પકડ્યો જેથી તેઓ રથમાં બેસી સાથે સૈન્યનો પરીવાર લઇ ક્રીડા કરવા બહાર નીકળ્યાં. ને સરોવર પાસે એક ઝાડની

નીચે ઉતારો કર્યો. ત્યાં રતિસુંદરીએ પોતાનો કંચવો તથા વસ્ત્રાભુષણ ઉતારી પોતે પોતાના પતિ સાથે જલક્રીડા કરવા નીનીતે સરોવર ઉપર ગઇ, પાછળથી કોઈ એક દેવના વાંદરાનું રૂપ લઇ ઓચીંતો મહારાણી રતિસુંદરીનો કંચવો લઇ આકાશમારગે ચાલતો થયો. જેથી ચંદ્રશેખરના સૈન્યના માણસો તેની પાછળ દોડાદોડ કરી રહ્યું, અસ્વારો અશ્વારૂઢ થઇ તેની પુઠે ધાયા, આ કોલાહલ સાંભળી રાજા તથા રાણી ત્યાં આવ્યાં ને કોલાહલ થવાનું કારણ પુછયું, તો માણસોએ કંચવાના હરણની વાત કરી ને અસ્વારો પતો ન મળવાથી હીંમત હારી તેઓ પણ પાછા આવ્યા.

પોતાના કંચવાના હરણની વાત સાંભળી મહારાણી રતિસુંદરી ઘણોજ કલ્પાંત કરી રોવા લાગી. તેથી ચંદ્રશેખર તેને શાંત પાડવા માટે કહેવા લાગ્યા કે હે! પ્રીયા તું રૂદન કર માં હું હમણાંજ તારા કંચવાના લેનારને શીક્ષાએ પોચાડી તારો કંચવો લઇ આવું છું માટે હવે તું શાંત થા. અને શોક મુકી આ માણસો સાથે તું મહેલમાં જા, હું તેનો તપાસ કરવા આંહીથીજ જાઉં છું ને હરામખોરને પકડી કંચવો લઇ સાતમાસ ની અંદર પાછો તારી પાસે આવી પહોંચીશ ત્યાં સુધી તું નિર્ભયપણે રહી આનંદથી વરતજે; આ સાંભળી રતિસુંદરી ઉલટી વિયોગરૂપી દુ:ખ સહન ન થવાથી વધારે કલ્પાંત કરી કહેવા લાગી કે હે! પ્રાણપ્રીય મારા જીવનનાં આધાર મારો કંચવો કોઈ બીજી રીતે આવે તો સારૂં પણ તમને જવા નહિ દઉં તેમ કંચવા વિના પણ રહી શકું તેમ નથી એમ

કહી પરમેશ્વર પ્રત્યે બોલવા લાગી કે હે જગત પ્રતિપાળ સર્વ દુખભંજન મારો કંચવો પણ ગયો ને પ્રાણપ્યારા સ્વામીનાથનો પણ વિયોગ થાય છે. તો હે પ્રભુદેવ મારા પ્રાણપતિને સહાયતા કરી, કંચવો લઇજનારનો પત્તો મેળવી તરત મારા શીરછત્ર સ્વામીનાથને મારી પાસે મોકલશો. એવા હે! પરમકૃપાળુ દીનદયાળ, ભક્તવત્સલ, પરોપકારી, પરમાત્મા, તમારો ભરૂસો છે.

હવે રાજકુમાર ચંદ્રશેખર પોતાની વહાલી પ્રાણપ્રીયા રતિસુંદરીને છોડી કંચવાની શોધ માટે એકાકી ચાલી નીકળ્યો. ફળાહારનો આહાર કરતો ચાલતાં ચાલતાં એક પર્વત ઉપર જઇ પહોચ્યો તો ત્યાં અશોકવૃક્ષની નીચે કોઈ વિદ્યાધર મૌનપણે ઉભો ઉભો કોઇ પ્રકારનો જાપ કરતો દીઠો; ત્યાં ચંદ્ર શેખર આવી ઉભો રહ્યો તેવામાં તેનો જાપ પુરો થઇ રહ્યો એટલે રાજકુમાર તેને વંદન કરી ત્યાં વિશ્રામ લેવા બેઠો. એટલે વિદ્યા સાધનાર કહેવા લાગ્યો કે તમો ક્ષત્રીપુત્ર લાગો છો. વળી ઘણાના ઉપર ઉપકાર કરનારા જણાઓ છો એમ તમારી આકૃતી ઉપરથી જણાય છે. તેથીજ હું તમને કહુંછું કે મારા ગુરૂએ સર્વ કામ સિદ્ધનો મંત્ર આપેલો છે. તે સાધવાનો હું જાપ કરૂછું પણ મને કોઇ અસુર દેવતા હરકત કરે છે માટે જો તમે ઉતરસાધકપણે રહો તો હું તે વિદ્યાનું સાધન કરી લઇ વિદ્યાવાન થાઉં.

ચંદ્રશેખર—હે! મહંતપુરૂષ તમો સુખેથી તમારી વિદ્યાનું સાધન મન સ્થીર કરી નિર્ભયપણે કરો, હું આંહી

ઉભો છું કોઇ તમારૂં નામ લઇ શકશે નહીં ને કદી કોઈ વ્યંતર દેવ હરકત કરશે તો હું તેનો પરાજય કરીશ.

આ પ્રમાણે ઉતરસાધક ચંદ્રશેખર મળવાથી તેનું કાર્ય સીદ્ધ થયું. પોતાના ઉતરસાધકપણે રહી પોતાની વિદ્યા સીદ્ધ કરાવી આપનાર રાજકુમાર ચંદ્રશેખરને તે વિદ્યાધરે ગૌરી, પન્નતિ, સ્વગામીની, રૂપરા વૃતની એ પ્રકારની ચાર વિદ્યાઓ ઇનામમાં આપી. તે ચંદ્રશેખરે ખુશીથી સ્વીકારી વિદ્યાધરની રજા લઇ પોતાનું પ્રયાણ આગળ ચાલવાનું શરૂ કર્યું. ચાલતાં ચાલતાં એક કાળકાદેવીનું મંદીર નજરે જોવામાં આવ્યું, તેમાં કોઇ પુરૂષને રૂદન કરતો સાંભળી તે ત્યાં ગયો ને જોયું તો પોતાના બંને મિત્રો જે પોતાની પાસેથી વાઘના ભયે કરી નાશિ ગયેલા હતા તે દિઠા. તેના શરિરે ચંદનનો લેપ કરેલો જોયો, તેની આગળ બે જોગી જાપ કરતા કરતા તેના મસ્તક ઉપર ફુલ નાખતા હતા આ બનાવ પોતે ગુપ્તપણે એક ખુણામાં ઉભો રહી જોવા લાગ્યો.

જોગીઓએ કાળકાદેવિની મુરતિને રૂધરથી રંગી દીધી છે. આગળ અગ્નિનો કુંડ કરેલો છે. તેમાં હવન કરવાસારૂ જોગટા પોતાના હાથમાં ખુલ્લિ તરવાર લઇ આ બંને રાંક પુરૂષ (ચંદ્રશેખરના મિત્ર) ને કહેવા લાગ્યા કે હે! પુરૂષો તમે તમારા ઇષ્ટદેવનું સ્મરણ કરીલો, કારણ કે આ તરવારથી તમને મારી તમારો ભોગ માતાજીને આપવો છે.

આ સાંભળી બંને પુરૂષો મન સ્થિર કરી બોલ્યા કે અમને અમારો ધર્મ સહાય કરશે; વળી અમારા શિરછત્ર

રાજકુમાર ચંદ્રશેખર પરોપકારી પરદુઃખભંજન છે તે આવા અજગરૂપી ભયંકર વખતે જ્યાં હશે ત્યાંથી આવી અમને તમારા દુષ્ટ પંજામાંથી છોડાવી મુક્ત કરશે. આ સાંભળી જોગિઓએ કહ્યું હા ! હા ! એને ઓળખ્યો એતો અમારા ગુરૂનો હણનારો. એને તો અમારા ગુરૂરાજે ગગનમાં ઉંચો ફેંકી દિધો છે તેના તો કટકેકટકા કરી ભૂત પ્રેતો વ્યંતરો ભ ક્ષ ણ કરી ગયાં હશે તે તમને ઉગારવા અહિં ક્યાંથી આવશે,

આવા વજજરના ઘા જેવા શબ્દો આપણા ચંદ્રશેખર રાજકુમારથી જીરવાણાં નહીં તેથી સીંહની પેઠે ગર્જના કરી તલપ મારતો. ભયંકર રૂપે લાલચોળ ચક્ષુ કરી એકદમ દોટ મારી બે હો કે અરેરે ! દુષ્ટો, ચંડાળ, નિર્દય, પાપીષ્ટ જોગટાઓ આ તમારી માંસ ભક્ષણ કરવાવાળી દેવી હમેશાં તમારા જેવા નીચ કૃત્ય કરનારાઓનાજ માંસનું ભક્ષણ કરે છે. તે ઉત્તમ પુરૂષોના માંસનું ભક્ષણ કરવા સમર્થવાન નથી, માટે તમારોજ ભક્ષ કરવા તે દેવી તૈયાર થઇ છે તો હું તમોને મારી તમારોજ ભક્ષ તેને આપું છું માટે તઇયાર થાઓ. હવે તમારે પણ તમારા ગુરૂ જે માર્ગે ગયા છે ત્યાં જવાનો વખત નજદીકમાં છે, માટે તમેજ તમારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લો.

ચંદ્રશેખરનાં આવાં ક્રોધાયમાન વચનો સાંભળી બંને જોગિ તેની સામા થયા એટલે રાજકુમારે બંનેને પકડી એકદમ દેવિના આગળ જે અગ્નિકુંડ તે પાપીઓએ કરેલો હતો તેમાં બંનેને નાંખી. તેનોજ ભોગ આપી પોતાના બંને

મિત્રોને મરણના ભયથી છોડાવી સાથે લઇ આગળ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં એક સરોવર આવ્યું. તેમાં સ્નાન કરી મિત્રોને પુછયું તમો એ દુષ્ટોના પંજામાં શીર તે સપડાયા.

મિત્રો—હે! પરોપકારી રાજકુમાર તમારી પાસેથી અ- વાઘના ભયથી નાઠા. રસ્તે ચાલતાં રસ્તામાં તે અમને મળયા, તેણે અમને કહ્યું કે અમે તમને સોનાસિધ્ધિની વિદ્યા આપશું તે વિદ્યાના લોભથી અમો ભોળવાઇ જઇ તેની સા થે ચાલતાં કાળકા દેવિના મંદિરે આવ્યા ત્યાં અમને બાંધી અમારો ઘાત કરવા તે તઇયાર થયા ત્યાંતો આપ દિનદય- ળુ પરદુઃખભંજને આવી અમારા પ્રાણ બચાવ્યા. આ પ્ર- માણે ચાલતાં ચાલતાં બંને મિત્રો વાત કરે છે તેવામાં એક મોટું શહેર નજરે જોવામાં આવ્યું, તેના પાદરમા કાઇ એ ક જક્ષ દેવતાનું દેરૂ છે ત્યાં જઇ વિશ્રામ લેવા બેઠા. આ રસ્તેથી અનેક માણસોને શ્રીફળ, નૈવેદ, ફળ, ફુલ વિગેરે લઇ જતા દેખી એક પુરૂષને ચંદ્રશેખરે પુછયું કે તમે બધા આવિ રિતે ફળ, ફુળ, શ્રીફળ વિગેરે લઇ આમ કયાં જાઓ છો. તે કહે આકીંસુક વનમાં સતિઓનાં વૃંદમાં ગણાતી જસોમતિ નામની તાપસણી ઘણીજ જ્ઞાનવંત ને મહાન તપસ્વિ છે તેની તપસ્યાના પુણ્યે કરી તે મહાસતિને અવ- ધિજ્ઞાન પ્રાપ્ત થયું છે. (જેના યોગથી કરી બીજાના ભવાંત રની વાત કહેવાય તે) તેને વંદન કરવા નીમિત્તે અને તેની ભક્તિ કરવાંના અર્થે આ બધા માણસો ત્યાં જાય છે, અને પોતાના મનમાં જો કાંઇ સંદેહ હોય તો તેને પૂછી તેનું નિવારણ કરે છે.

આ સાંભળી ચંદ્રસેશર પણ પોતાના બંને મિત્રો સાથે જસોમતિ તાપસણિ પાસે આવ્યો અને તેને વિધિ પૂર્વક નમસ્કાર કરી બેઠો.

હવે બધા માણસો વંદન કરી ચાલતાં થયાં ત્યારે સમયાનુચિત જાણી ચંદ્રસેખરે કહ્યું કે હે ? મહા સતિ ધન્ય છે. આપને કે આવી જોબન અવસ્થામાં કામને જીતી પાંચે ઇંદ્રિયો વશ રાખી મહાન તપશાનું ગ્રહણ કરી આપની આત્માને ઓળખી પરભવના સુખનું સાધન કરો છો. વળી બીજાઓને પણ આપ જ્ઞાનના બળે કરી ઉપદેશામૃત ઓષધ આપી આ સંસારનાં મોહરૂપી બંધનથી જેમ બને તેમ મુક્ત થવાનો બોધ આપો છો. આવાં મુક્તિ રૂપી સુખના આપનારાં આપના દરશન થવાથી મારો જન્મ આજેજ સફળ થયો માનુછું, ને પરમાત્મા પાશે માગુછું કે આપ જેવાં મહાન સતિઓ આ સંસારમાં અવિચળપણે સુખે વર્તો. કે જેથી ભવ્ય અભવ્ય જીવો બોધ પામી ધર્મ કરવા તત્પર થાય.

હે ! મહાન તપસ્વિ, જ્ઞાનવંત પરઉપગારી આપને હું વંદન કરી નમૃતાથી એક વાત પૂછુંછું તો તેનો ઉત્તર યથાર્થ આપવા કૃપા કરશો.

જસોમતિ-હે ઉત્તમ પુરૂષ મેં તમારી વાત જ્ઞાનના પ્રયોગે કરી જાણી છે તે સાંભળો.

સુભગપૂરિ નામના શહેરમાં ચિત્રસેનરાજા રાજ્ય કરે છે તે રાજાની કચેરીમાં કોઇ એક પાંથ મુસાફર આવ્યો

તેને રાજાએ પૂછયું કે–હે પંડિત મુસાફર તમે કોઈ જગાએ નવાઇ જેવું દિઠું હોય તો કહો.

પંથિ મુસાફર હે! મહારાજા, કનકપૂર શહેરમાં જીતારિ નામે રાજાની રતિસુંદરી નામની મહા સ્વરૂપવાન ઇંદ્રની અપ્સરા તુલ્ય કામદેવને હરણ કરવાવાળી રૂપમાં રંભા સમાન પુત્રી છે તેની પાસે એક દેવતાઇ કંચવો (કમખો) છે જેની શોભાનો પાર નથી, જેના તેજથી ગૃહમંડળના તારાઓ પણ અંજાઇ જાય છે એવો તે કંચવો તેજસ્વી છે.

આવી અદ્દભુત વાત ચિત્રસેનરાજાએ સાંભળી પોતાની વિદ્યાના બળથી પોતાના દેવનું સ્મરણ કરી, બોલાવી કંચવો લઇ આવી આપવાની માગણી કરી દેવતાએ તેની ભક્તિના વશે કરી કપિનું (વાનર) રૂપ કરી જે સરોવર ઉપર તમે તમારી સ્ત્રી રતિસુંદરી સાથે જળક્રિડા કરવા ગયા હતા ત્યાં આવી કંચવો લઇ આવી ચિત્રસેનરાજાને આપ્યો. કંચવો જોતાંજ ચિત્રસેન કામથી અંધ બની મનમાં બોલવા લાગ્યો કે આવા ઉત્તમ દેવતાઇ કંચવાની પહેરવાવાળીનું રૂપ કેવું હશે! આહા! એના જેવી કાન્તા તો કોઇ પૂન્યવાન પુરૂષનેજ મલે માટે જો આ કંચવો પહેરવાવાળી સ્ત્રી મને દેવતા લઇ આવી આપે તો મારો જન્મ સફળ થયો માનું. આમ કામાંધપણે વિહવળ બની ફરી દેવતાનું સ્મરણ કરી બોલાવી રતિસુંદરી લાવી આપવાનું કહ્યું.

દેવતા–હે! મુર્ખ રાજન, આ તું શું બોલે છે; વિચાર

કર કે મણિઝરની મણિ લેવા કોણ સમર્થ છે! કદિ તે લેવા ને પણ કોઇ સામર્થ્યવાન થશે તે પણ સતિ સ્રીને લેવાને કોઇ સમર્થ નથી. તે મહાન સતિ છે કોઇ પણ રીતે પોતા. તાનું શાયલ તે ભાગશે નહિ વળી દેવતાઓ પણ સતિઓના દાસ થઇને રહે છે માટે તે કામ અમારાથી બને તેમ નથી. આ દુષ્ટ ને પાપરૂપ કામ કરવાથી તું કોઇ પણ રીતે ફાયદો કાઢીશ નહિ પણ ઉલટો દુઃખનો ભોક્તા બનીશ.

ચિત્રસેન હે! દેવ એક વખત તો તમે તે સ્રી લાવી આપો. જે થવાનું હોય તે ભલે થાય.

દેવતા-અરે કાશી રાજન હું તારી ભક્તિના પ્રભાવે કરી તારી સાથે વચને બંધાયેલો છું જેથી લાચાર બની એક વખતને માટે આવું અઘટિત કાર્ય તને કરી આપીશ પણ હવે પછિ ફરીને આવું કામ હું તને નહિ કરી આપું. એમ કહી અદ્રશ્ય થઇ પોતાની દેવતાઇ વિદ્યાના બળે ગગનમાર્ગે થઇ કનકપૂર નગરમાં ઋતસુંદરિના મહેલમાં મધ્યરાત્રિએ તે સુતી છે ત્યાં આવી એકદમ નિદ્રામાં ને નિદ્રામાં પલંગ સહિત ઉપાડી લાવી ચિત્રસેનરાજાને સોંપી, કહ્યું કે હે! મતિમંદ અવળી બુદ્ધિના રાજા આ સ્રી સતિ છે તેના પતિનું ચિત્ર ચીતરેલું છે તેનાં દર્શન કરી તે ભોજન પણ કરે છે માટે તું તેની સાથે વિચાર કરી બોલજે નહિ તો તે તને પોતાના સતિત્વપણાના શ્રાપે કરી તારા ઉપર કોપાયમાન થઇ તને બાળી ભસ્મ કરશે.

એ પ્રમાણે જસોમતિ જોગણિની વાત સાંભળી પિતા-

ની પ્રિયાનું પણ હરણ થયું જાણી બહુ ખેદ પામી જસો-
મતિને નમન કરી પુછવા લાગ્યો કે હે તપાસ્વની મહાનુ-
ભાગ્ય હવે મને તે મળે તેવો રસ્તો બતાવશો તો હું આપ
નો ઉપકાર ભુલીશ નહિ આવાં રાજકુમારનાં વચન સાંભળી
જસોમતિએ તેને વિદ્યા આપી, તે વિદ્યાના પ્રભાવે વૈમાન
રચી ચંદ્રશેખર તથા તેના બંને મિત્રો જસોમતિને વિધિ
પૂર્વક વંદન કરી વૈમાનમાં બેસી સુભગાપુરીના વનમાં
આવી રહ્યા.

હવે આપણે રતિસુંદરીને નીદ્રામાં ચિત્રસેન રાજા પા-
સે મુકી આવ્યા છે તેનું શું બન્યું તે તપાસીએ.

જેવી તે જાગૃત થઇ કે ચિત્રસેન તેના રૂપથી મોહ પા
મી બોલ્યો કે હે! સ્ત્રી તારો અને મારો મેળાપ પૂર્વના પૂ-
ન્યના જોગે કરી થયોછે, માટે મારી સાથે સંસાર સુખ ભોગવો.

રતિસુંદરી—અરે મુર્ખ રાંક તું કોણ છે! મારો પતિ
સિંહ સમાન છે તો સિંહની નારિ લેવા તું શિયાળ કેમ
સમર્થ થઇશ.

આ સાંભળી ચિત્રસેને તેને એક ડાંડીરા મહેલમાં રા
ખી દરરોજ તેની પાસે જવા લાગ્યો ને વચનનો પ્રહાર કં-
રવા લાગ્યો કે હે! જીતારી રાજાની પૂત્રી હવે તું કયાં જ-
વાની છે. તને હું મારી સાત રાણીઓમાં મુખ્ય પટરાણી
કરી રાખિશ. ઘણાં દાસ દાસીઓ તારી હજુરમાં રહી તા-
રો હુકમ ઉઠાવશે, વળી હું પણ તારો હુકમ માની તારા
કહેવા પ્રમાણે વરતીશ. માટે હઠ કદાગ્રહ છોડી દઈ મ્મારી

સાથે સુખ ભોગવ. મેવા મિઠાઈ ખા. તારા કેશમાં સુગંધી તેલ નાખ. વળી આ એક કંચવો મને દેવતાએ પ્રસન થઇ આપ્યો છે તે તું પહેર ને મોજ કર. અરે! તું એક પરદેશીને વરી તેમાં શું લબ્ધ બની ગઇ છે, તેતો તને પરહરી દેશ વિદેશ ભટકયા કરે છે. માટે તેના ઉપરનો સ્નેહ ઉતારી મારી સાથે પ્રિતિ જોડી સ્વર્ગના સમાન સુખ ભોગવ.

રતિસુંદરી—હે! મુર્ખ રાજા આ લોક વિરૂધ્ધ વચનો તું શું બોલે છે. ઉત્તમ પૂરૂષ હોય તે કદિ પણ આવાં નીંદનિક વચનો પોતાના મુખારવિંદમાંથી કાઢે નહીં. જે દાસી જાયો હોય, જેણે ધંતુરાનું ભક્ષણ કર્યું હોય, ને દિવાનો હોય તે પણ આવાં અઘટિતને નરકમાં લઇ જનારાં વિષરૂપી વચનો બોલે નહીં. અરે! તો શું! તું તેનાથી પણ નિચ છે! અરેરે! અધમ! પાપિષ્ઠ! વિચાર! વિચાર! તારી ક્ષત્રિની જાતને, તારા માતા પિતાના કુળને કલંક લાગે છે. જે પુરૂષ સતિ સ્ત્રીની લાજ લેવાનો તજવિજ કરે તે પોતાનો જીવ ખુએ છે. આ ભવમાં તો તે સુખ ભોગવી શકતો નથી, એટલુંજ નહીં પરલોકમાં પણ નરકગતિનો ભોક્તા થય છે. તેં દેવતાની સહાયતાથી મને આહીં તેડાવી છે પણ યાદ રાખજે. હવે તારૂં મોત ઢુંકડું આવ્યું છે, એમ નકી સમજજે. કારણકે મારા પતિ પાસે સિંહ હોય તે પણ ભાગી જાય છે તો તું બકરા તુલ્ય તેની પાસે શી રીતે નભી શકીશ. માટે વિચાર કર ને બોલતો બંધ રહે.

વળી આ કંચવો મારો પોતાનોજ છે, તે તું ચોરી લાવ્યો છું, તે ચોરી પણ છતી થઇ છે.

કાદ રવા શશી પોતાની ચાલ મુકી જાય, સમુદ્ર મરજાદા મુકી આપે; દેવતા, પર્વત એ પણ ધ્રુજી જાય, તોપણ હું તારે હાથ આવવાની નથી એ તું નિશ્ચય જાણજે.

આવાં હૃદયભેદક રતિસુંદરીનાં વચનો સાંભળી ચિત્રસેન વિચારે છે કે આ કોઇ પણ રીતે આપણી થવાની નથી તો હવે કોઇ જોગી જતિ કે ફકિર પાસે ચોઠા દોરો કરાવી તેને વશ કરવી પડશે; માટે જ્યાં સુધી એવો જોગ ન આવે ત્યાં સુધી તો તેને આપણે ખાવા પીવાનું આપી તેના ઘડી ઘડીના સમાચાર પુછાવવા. ને જેમ તેમ કરી તેનું મન પલાળી આપણે તાબે કરવી એ આપણું કામ છે.

હવે ચંદ્રશેખર તથા તેના બંને મિત્રો વિદ્યાના જોરથી જે મહેલમાં રતિસુંદરી છે ત્યાં રાત્રે આવ્યા. અને ગુપ્ત રીતે રહી પોતાની પ્રિયાની સ્થિતિ જોઇ. તો તે ધરતી ઉપર બેહાલપણે વિરહાનળના દુઃખે નિદ્રામાં પણ પોતાના પતિના ચિત્રનેએકીનજરે જોયા કરે છે. આવી રીતે પોતાની પ્રિયાનો પ્રેમ જોઇ પોતે ગુપ્તપણે રહી પોતાના મિત્રોને તેની પાસે મોકલ્યા તે રતિસુંદરીને કહેવા લાગ્યા કે હે! જીતારીરાજાની અંગજા અમો તારો તપાસ કરતા કરતા અહિં તારી પાસે દેવતાની સાહ્યતાથી આવ્યા છીએ. અમે તમારા પતિના સાથેજ વસિએ છીએ તમારા પતિએ તમને તેડી લાવવાનો હુકમ અમને આપ્યો છે. માટે ચાલો તમને તમારાં પિતાનો મેળાપ કરાવી તેમને સોંપીએ.

રતિસુંદરી-હે! સજ્જનો તમે મારા પતિની સાથે રહો

જો તે હું માનતી નથી માટે હું આ ચિત્ર તમને દેખાડું છું તે ચિત્ર કેનું છે એ જો તમે પારખી શકો તો પછી હું વિ- ચાર કરી તમને જવાબ આપું, નહિતો મારે તમારૂં મોડું પણ જોવાની જરૂર નથી.

હવે બંને મિત્રોએ તે ચિત્ર હાથમાં લઇ તપાસી જોયું તો ચંદ્રશેખરનો પોર્ટ્રૅટ જોયો એટલે તેઓ હસીને આનં- દથી બોલ્યા કે હે મહા સતિ આ ચિત્ર તો તમારા પતિ ચંદ્રશેખરનું છે.

આ સાંભળતાં રતિસુંદરી બહુજ આનંદ પામી જેવી બોલવા જાય છે ત્યાં તો એકદમ ગુપ્તપણે રહેલ ચંદ્રસેખર પણ પ્રગટ થયા.

આમ અચાનક પતિના વિયોગરૂપિ દુઃખનો નાશ થ- યો તેથી તેના આનંદમાં શું ખામિ રહી હશે તે વિચાર કરવાનું કામ મારા સજ્જન ને સદ્ગુણી વાંચનારા મિત્રોને સોંપું છું.

ચંદ્રશેખર— દોહરા.

પતિ કહે પતિન સુણો, દુઃખ ગયું સબ દુર;
થોડા દિન આ મહેલમાં, રહેજો આનંદપૂર. ૧
મુજ મિત્ર આવે તમ કને, અવસર દેખી ધાર;
તમ અમ મનસુબા તણી, વાત કરે સુખકાર. ૨
એવું કહી ત્યાંથી ગયા, સુખભર વિતી રાત;
આનંદથી ઉઠી કરી, લહિ નિરમળ પ્રભાત. ૩
જળ ભાજન તો શિર ધરી, આવતી દિઠી નાર;

પંથસરે તે ચાલિયા, દિઠું શરોવર સાર. ૪
તસ તટે એક વૃક્ષ છે, સુખ કર શિતળ છાંય;
સુંદર આસન ત્યાં કરી, જોગિ વેશ બનાય. ૫
અંગ વિભુત લગાવીને, ત્રણે થયા અવધુત;
ચંદ્રશેખર ગુરૂ થયા, મિત્ર શિષ્ય કર ખુત. ૬

ચંદ્રશેખર જોગપણામાં ગુરૂ બની પોતાની જટા વડની વડવાઈ સાથે લટકાવી આસનવાળિ મૌનપણે ધ્યાન લગાવી બેઠા. તેના બંને મિત્રો જોગી રૂપે તેના શિષ્ય બની તેની આગળ અગ્નિનો કુંડ કરિ સેવા બજાવવા લાગ્યા.

આ જોગીરાજને આવતાં જતાં માણસોએ તથા પનીહારીઓએ જોયા. અને તેમની આવી તપશ્યા. જોઇ તેને બધા પરમેશ્વર તુલ્ય માનવા લાગ્યા. આ વાત આખા શહેરમાં ફેલાણીને ઘણા માણસો તેના ભકતો થયા.

કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને વશ કરવાની માગણી કરે છે. કેટલીક શોકને વશ કરવાની વાત કરે છે. કેટલીક પુત્રને માટે આજીજી કરે છે. જોગીઓ પણ પોતાની વિદ્યાના જોરથી જેની જેવી માગણી તે પ્રમાણે સર્વના કામ કરી આપી. સૌને આનંદીત કરે છે. જેથી આ જોગીરાજની કીર્તી આખા શહેરમાં થવા લાગી. કેટલીક સ્ત્રીઓ તો તેના ચરણ પખાળી તેનું પાણી પીએ છે. કેટલીક તેના સારૂ, સારૂં સારૂં ખાવાનું લઇ આવી આગળ ધરે છે કેટલીક તેની ધુણીમાંથી વીભુતી લઇ પોતાના માથા ઉપર નાખે છે. કેટલાક તેને ફુલે કરી વધાવે છે આ-

વી રીતની ધામધુમ મચી રહી છે. ત્યાં એક વૃદ્ધ વેશ્યા તે મારગેથી નોસરી તેણે ઘણી સ્ત્રીઓને નમન કરતી જોઇ પોતે પણ ત્યાં જઇ બધાની માફક જોગીને નમસ્કાર કરી બેઠી. અને બોલી કે હે ગુરૂ મહારાજ આપ બધાનાં દુખો નો નાશ કરી આનંદ કરાવો છો તો મારૂં પણ સંકટ દુર કરશો.

ગુરૂ—તેરેકું કયા દુઃખ હો સો બોલ દે,

વેશ્યા—ગુરૂરાજ અબ હમકુ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત હો ગઇ હે! ઉસસેં લોગે રાજન હમેરા સત્કાર નહીં કરતા હે. સો આપ નીચા કરકે હમેરા નવ યોવન રૂપ બનવા દો એ હમેરી આપકી પાસ દલીલ હે સો માન્ય કરના.

ગુરૂ—અચ્છા! દેખ. યે ધુનીમેસેં થોડીસી વીભુતી લેકર શંકર કે દેવળમેંસેં તુમ જાકે, ઉસકા નમન લેકર ફીર ઇદર આઓ. એટલે તુમેરી મુરાદ હાસીલ હોયગી.

વેશ્યાએ ગુરૂના કહેવા મુજબ કર્યું એટલે તેને નવ યોવનરૂપ પ્રાપ્ત થયું જેથી ગુરૂને સાષ્ટાંગ દંડવત કરી રાજદરબારમાં જ્યાં ચીત્રસેન રાજા પોતાના આસન ઉપર બીરાજમાન થયા છે. આગળ સર્વ સભામાં મંત્રી, સેનાપતિ, રાજ્યના સર્વ અમલદારો, નગરશેઠ હજુરી, વકીલ વિગેરે બેઠેલા છે. ચોપદાર લકી પોકારી રહ્યા છે ત્યાં આવી. રાજાએ તેની આવી યોવનવસ્થા જોઇ પુછયું કે, અરે! ગુણકા તું તો વૃદ્ધ હતી છતાં આવી નવ જોબન અવસ્થા તે કેમ પ્રાપ્ત કરી?

ગુણકા—મહારાજ! આપણા શહેરની બહાર એક મહંત જોગીરાજ પધારેલા છે. તે પોતાના વખાણ બીલકુલ કરતા નથી. ને તપસ્યા કરી પોતાની આત્માનું તેમજ ઘણી જણોનું કલ્યાણ કરે છે. તેનાં દર્શન કરવા આજેજ હું ગઇ હતી તેમાંજ મને આ અમુલ્ય લાભ મળેલો છે.

આ સાંભળી ચીત્રસેન મનમાં ઘણોજ આનંદ પામી મન સાથે કહેવા લાગ્યો કે હવે રતિસુંદરીને વશ કરવા સારૂં તે જોગી પાસે જઇ તેની ભક્તિ કરી મનના મનોરથ પરિપુર્ણ કરૂં. એમ વિચારી કચેરી બરખાસ્ત કરી એકદમ તે જોગી પાસે ગયો ને વિધિ પુર્વક નમન કરી ત્યાં બેઠો સંપ્રયાનુચીત જાણી ચીત્રસેન ગુરૂના શિષ્યો પ્રત્યે કહેવા લાગ્યો. કે હે! ગુરૂરાજ મારા ઉપર દયા લાવો એક સ્ત્રી મારે વશ નથી થતી તો આપના ગુરૂ પાસે તે વશ થાય તેમ કરાવી આપશો તો હું આપ જે માગશો તે આપીશ.

શિષ્યો—હે! રાજન હમકુ કુછ નાહીં ચહતા હે હમેરા ગુરૂકુંભી કીસીબાતકી પરવા નહી હે, વોતો નિરલોંભી તુમ એક ઓરતકું વશ કરનેકું મંગતા હે પણ હમેરા ગુરૂ ભગવત પાસે આપ્પી સ્ત્રીકું વશકૃ કરની હોય તો કરશક્તાહે એટલામાં તો ગુરૂ સમાધીમાંથી મુક્ત થયા એટલે રાજા ઉઠી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી તેની સનમુખ આવી બેઠો.

ગુરૂરાજ—હે રાજન તુમારા કામ હમને પેછાન લીયા હે-ઓર હમ તેરી ભક્તીસે બહોત ખુશી હુવા હું તો તુમારા કામ અબી કૃજરમેં તુમારા મંદીરમેં આકે કરદેગા.

આ સાંભળી રાજા બહુ હર્ષવંત થયો, ને નમન કરી પોતાના મહેલમાં આવ્યો સવાર પડતાં તરતજ ગુરૂને તેડવા ગયો. એટલે ગુરૂ શીષ્યો સહીત રાજાના મંદીરે આવ્યા ત્યાં આવી એક મંડળ કરી આસનવાળી ધ્યાન લગાવીને બેઠા. એમ ચાર દિવસ લગી ધ્યાન ધરી મૌન પણે આસન વાળી જાપ જપી પાંચમે દીવસે રાજાને પોતાના માથાનો એક વાળ આપી કહ્યું હે! રાજન દેખે યે વસ્તુકુ માદળીયામાં ડાલની એટલે સ્ત્રી તેરે વશ હો જાયગી પણ ઇતનાં યાદ રખજે કે તે સ્ત્રી કહે તે પરમાણે તું વરતોશ તો તું કહીસ તે પ્રમાણે તે વરતવાનું કબુલ કરશે.

રાજા-હે! ગુરૂરાજ આપનું કહેવું સત્ય છે. હું તે પ્રમાણેજ વરતીશ પણ આપ હાલમાં આંહી રહેવા કૃપા કરશો એ મારી વીનતી છે.

ગુર-દેખ રાજન હમ જોગી ફક્કડ લોક હૈં, હમ કોઇકે બંધીવાન નહીં હે પણ તેરી ભક્તીસેં જા હમભી ઇદર દશ દીન તક ઠેર જાયગે.

રાજા—બહુ સારૂં એમ કહી પોતાને મહેલે ગયો. હવે રાત પડી એટલે બંને મીત્રોને ચંદ્રશેખરે રતિસુંદરી પાશે મોકલી જે પ્રમાણે રાજાને કહ્યું હતું તે પ્રમાણે વાત કરી કહ્યું કે આજે ચીત્રસેન તમારી પાસે આવે ત્યારે તેને મીઠે વચને કરી બોલાવજો અને કહેજો કે મારે સુહાગોરી જાત્રા કરવા જવાનો નીયમ છે, માટે ત્યાંની જાત્રા કરાવો એટલે પછી તમારી મરજીમુજબ કામ થશે આવી

રીતે રતિસુંદરીને શીખવી તેઓ ત્યાંથી ગયા. પ્રભાત થતાં ભીમસેન રાજા રતિસુંદરી પાસે આવ્યા. રતિસુંદરી તરત ઉભી થઇ સતકાર આપી મીઠા વચને બોલી બેસવા આસન આપ્યું. આ સાંભળતાંજ રાજા ઘણો આશ્ચર્ય પામ્યો અને મનમાં હર્ષવંત થયો કે જોગીરાજે આપણું કામ ખરા દીલથી કરી આપ્યું છે. તેથી આનંદમાં આવી બોલ્યો કે હે! સ્ત્રી તારે જે મરજીમાં આવે તે માગવું કહીશ તે પ્રમાણે આપી તારા મનોરથ સીદ્ધ કરીશ.

રતિસુંદરી—હે રાજન મારે સુરગીરીએ જાત્રા કરવા જવાનો નીચમ છે. તો મને ત્યાંની જાત્રા કરાવશો તો પછી જેમ આપ કહેશો તેમ કરી આપનો હુકમ માન્ય કરીશ.

ચીત્રસેન વીચારવા લાગો કે આ જાત્રા જોગીરાજ સીવાય કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી માટે જોગીરાજ પાસે જઇ જાત્રા કરાવા આપવાની અરજ કરીએ જો તે માન્ય કરે તો આપણું કામ થાય એમ વિચારી રાજા ગુરૂ રાજ પાસે આવી નમન કરી બોલ્યો કે હે ! મહારાજ તે સ્ત્રીને સુરગીરીની જાત્રા કરવાનું નીમ છે. તો તે કરાવી આપવા મહેરબાની કરી મારા ઉપર ઉપકાર કરશો.

ગુરૂ—બાત અચ્છા કસમે કયા હે! સુરગારી કી જાત્રા હમ દો ઘડીમેં કરા દેયગેં ફીર કીયા એમ કહી. વિદ્યાના પ્રયોગે એક વૈમાન રચી કહ્યું ઇસમેં તુમ સબ બેઠકે ચલો. રાજા આ સાંભળી ઘણાજ ઉમંગથી રતિસુંદરી પાસે આવ્યો ને કહ્યું કે હે ! સ્ત્રી સુરગીરી જાત્રા કરવા જવું છે.

માટે આ વૈમાનમાં બેસી આપણા ગુરૂરાજ સાથે જઇ જાત્રા કરી તમારા મનના મનોરથ સફળ કરો.

રતિસુંદરી—હે ! રાજન હું એકલી જાત્રા કરવા જવાની નથી તમારી બંને દીકરીને સાથે મોકલશો વળી વસ્ત્રા ભુષણ તથા કંચવો આપો અને તમે પણ સાથે આવો તો જાત્રા કરવા જવું છે. નહીં તો જરૂર નથી.

ચીત્રસેન—અરે સ્ત્રી મારી બંને દીકરીઓ તારી સાથે આવશે. વળી તારે વસ્ત્રાભુષણ કંચવો તથા બીજું જે જોઇએ તે સાથે લે તારાથી કાંઇ પણ વધારે નથી ચાલ હું પણ આવું છું.

આવાં કામાંધ રાજાનાં વચનો સાંભળી રતિસુંદરીએ એક ખડીયો રત્નાભુષણોનો તથા બીજો સોનાના ગાહેરોનો ભરી કંચવો વગેરે સર્વસ્વ લઇ તેની બંને દીકરીઓ સાથે વૈમાનમાં બેસી રાજાને કહ્યું કે હવે તમે જલદી તૈયાર થઇ આવો એટલે આપણે રવાના થઇએ આંહીથી રાજા તૈયાર થવા ગયા પાછળથી વૈમાનમાં રતિસુંદરી તથા રાજાની બંને દીકરીઓ બેસારી ચંદ્રશેખરના બને મીત્રો વૈમાનમાં બેસી આકાશ મારગે વૈમાનને ચાલતું કર્યું આકાશમાં ચડી કહેવા લાગા કે હે ! મુરખ કામી રાજા તું ભોળો થઇ ભુલ્યો અમે તો તારી બંને પુત્રીનું હરણ કરી જઇએ છઇએ હવે પાછા આવવાની આશા રાખજેમાં માટે તારી સત્તા હોયતો અમારી સાથે લડાઇ કરી તારી છોકરીઓને અમારી પાસેથી લઇ જા.

આવો અચાનક અણધાર્યો બનાવ જોઇ રાજા તો સ્તબ્ધ બની મુરછાંગત થયો આખા શહેરમાં કોલાહલ થઇ રહ્યો; ને લોકો જેમ મનમાં આવે તેમ બોલવા લાગ્યા કે. જુઓ આપણો રાજા જીતારી રાજાની પુત્રી ઉપર મોહ પામ્યો હતો. તેથી દેવતા પાસે આણી મંગાવી પણ પોતાથી તો કાંઇ બન્યું નહીં, ને ઉલટી બે દીકરી-ઓનું હરણ કરાવ્યું અરેરે ધિક્કાર છે! એવા દુષ્ટ બુદ્ધિના કામી પુરૂષોને મુઢ એટલું એ સમજતા નથી કે સુરજ સામી ધુડ ઉડાડશુ તો તે આંખમાં પડશે. કામાન્ધ તો આપણીજ

પુરૂષ કોઇ પણ રીતે આ દુનિયામાં શ્રેષ્ટ ગણાતો નથી તો પછી રાજા તે શું હિસાબમાં છે, કહેવત છે કે "લેને ગઇ પુત તો ખોઇ બેઠી ખસમ" આ પ્રમાણે આપણા રાજાને થયુ છે કે સતીની લાજ લેવા ગયો તો પોતાની પુત્રીઓ ખોઇ બેઠો.

ગામમાં આ પ્રમાણે વાતો ચરચાઇ રહી છે. હવે રાજાનું તમામ લશ્કર તૈયાર થઇ તેની સામું લડવા આવ્યું તેને ચંદ્રશેખર રાજકુમારે એકલાએજ પોતાની વિદ્યાના બળથી કરી યુદ્ધમાં હરાવી પાછા કાઢી મેલ્યા તે બીજા વૈમાનમાં પોતે બેશી આકાશ માર્ગે ચાલતો થયો. બંને વૈમાન રતિ સુંદરીના બાપના કનકપુર શહેરમાં આવ્યા ત્યા નીચે ઉતરી પોતાના મહેલમાં ગયા પોતાના મીત્રોને રહેવા જુદાં મકાનો આપ્યા. ચીત્રસેન રાજાની દીકરીઓનું પોતાના બંને મીત્રો સાથે એક એકનું પાણી ગ્રહણ કરી આપી. હમેશા દિવસે સુખેથી નિર્ગમન કરવા લાગ્યા.

# પ્રકરણ ૨ જું.

ચંદ્રશેખર એક દિવસ પોતાના મિત્રોને કહેવા લાગ્યો કે-હે! પ્રીય મીત્રો હવે તમે દેશમાં જાઓ તો સારૂં કેમકે મારા માતાપિતા તેમજ તમારા માતાપિતા પણ વાટ જોઇ આપણા વિયોગના દુઃખે કરી પોતાના દિવસો કલેશમાં ગુજારતાં હશે. તમને મારો તપાસ કરવા માટે તેઓએ મોકલ્યા છે. તો હવે ત્યાં જઇ તમે મારા સુખ દુઃખની વાતો કરશો. કે જેથી તેઓ આનંદી થશે. હું હજુ દૂર દેશાન્તર ફરી રાજરીધી લઇ ઘેર આવીશ. એમ કહી તેઓને ઘણું જ દ્રવ્ય વસ્ત્રાભુષણ અને દશ દાસીનો પરિવાર આપી, વૈમાનમાં બેસારી કાશી સુધી પોતે જાતે સાથે જઇ પોતાના રાજ્યની હદ સુધી મેલી તેનાથી જુદો પડી પાછો વળી આમ નગર ને વન જોતો જોતો આગળ ચાલ્યો. રસ્તામાં રાત સમયે એક સ્ત્રીને ઘણું જ રૂદન કરતી જોઇ તેને પુછ્યું કે, હે સ્ત્રી! આ મધ્ય રાત્રીને સમે આ વનમાં તારા કુળની લાજ મર્યાદા મુકી તું કેમ આંહી એકલી રૂદન કરે છે.

સ્ત્રી—હે! લઘુવયના બાળક મારા દુઃખની વાત તને કરવાથી મારૂં દુઃખ દુર થાય તેમ નથી જેથી નકામા હું શું વાત કરૂં.

ચંદ્રશેખર—હે! સ્ત્રી વાત કરવામાં નાનું મોટું જોવાનું નથી ગાયવાળો તે ગોવાળ. જો કે રત્ન એ એક જાતનો નાનો પથરો છે. છતાં તેની અમુલ્ય કીંમત છે. વળી

મય જેવું જબરૂં જનાવર પણ નાના સરખાં અંકુશાવડે વશ થાય છે. વળી નાના સરખા દીવાથી અંધકારનો નાશ થાય છે. માટે વાત કરવાથી તારા દુઃખનું નિવારણ થશે-

સ્ત્રી—હે! લઘુવયના ઉત્તમ પુરૂષ મારો પતિ હમેશાં રાત્રી દિવસ રાજાની સેવા ચાકરી કરતો, પણ રાજા કોઇના નથી એ વાકયને અનુસારે રાજાએ કોઇ પીશુન (ચાડીયા)ના મોઢાથી મારા પતિના અવગુણ સાંભળી મારા ભરથાર ઉપર કોપાયમાન થઇ કોટવાળને મારા ધણીને શુળીએ ચડાવવાનો હુકમ આપ્યો જેથી તેણે તેને શુળીએ ચડાવ્યો છે. તેને હું આ સમે ભોજન કરાવવા સારૂ અહીં આવી છું પણ હું નીચી ને શુળી ઉંચી હોવાથી ત્યાં પોંચી શકી નથી. તેથી રૂદન કરૂં છું હવે જો મને કોઇ પોતાની ખાંધ ઉપર ચડાવી મારા પતિનું મુખ દેખાડે તો તેને ભોજન આપી હું પણ ભોજન કરૂં.

ચંદ્રશેખર—મારી કાંધ ઉપર ચડી હે! આ તું તારો મનોરથ પુરો કર. એટલે તે આ રાજકુમારની કાંધ ઉપર ચડી સુળી ઉપર લટકી રહેલ મુડદાનું માંસ ખાવા લાગી ખાતાં ખાતાં માંસનો કટકો કુમારની કાંધ ઉપર પડયો તેથી પોતે આશ્ચર્ય પામી તે કટકો હાથમાં લઇ નાક આગળ લઇ સુંઘવા લાગો તો મડદાના માંશનો કટકો દીઠો જેથી કુવરે તરત ઉંચું જોયું તો તેણે તે સ્ત્રીને માંસ ભક્ષણ કરતી જોઈ એટલે કુવરે એકદમ છલંગ મારી કહ્યું કે હે! નીચ પાપીષ્ટ દુષ્ટ વેતરી તેં મને મારવા સારૂં છલ ભેદ્યો પ્રપંચ કરી તારા

દુષ્ટ ફંદમાં ફસાવ્યો કે એમ કહી પોતાની કાંધ ઉપરથી તેને ધરતિ ઉપર પાડી તરવારથી ઘા મારવા લાગો. વૈંતરી પોતાનો જીવ લઇ ત્યાંથી નાસી ગઇ તેનું દેવનાઇ ચીર લઇ કુંવર ત્યાંથી આગળ ચાલી એક મંદીરમાં રાત્રી રહ્યો ત્યાંથી સુર્યનો ઉદય થયે આગળ ચાલતું શરૂ કરયું ચાલતાં ચાલતાં પરણા નામની નદી ઉતરી આગળ ગયો ત્યાં એક દેવમંદીર નજરે જોયું. ત્યાં જઇ દેવના દરશાન કરી રંગ-મંડપમાં આવ્યો ત્યાં એક પુરૂષને દીઠો જેથી ચંદ્રશેખરે તેને પુછયું કે હે ! પુરૂષ તમે કોણછો.

પુરૂષ—હે! ક્ષત્રી જાતના ઉત્તમ કુળના પુરૂષ હું મણીચુડ નામના વિદ્યાધરનો પુત્ર છું. મારૂ નામ શંખચુડ છે. ગુરૂના ઉપદેશથી હું આ જગતના તરણ તારણ બીરાજેલા પરત્માના દરશાન અર્થે આંહી આવ્યો છું પણ મારી અજાણને લઇ આ દેવલ ઓલંઘાઇ જવાયું જેથી હું આકાશમાંથી ધરતી ઉપર પડયો છું. તે કારણથી મારી સઘળી વિધા નાશ પામી છે. તો હું હવે પાછો મારા શહેરમાં શી રીતે પોચીશ એ વીચારમાં ગુંથાયો છું.

ચંદ્રશેખર—હે ! વિદ્યાધરના પુત્ર જો તમને તમારી વિદ્યાનું સાધન કરતાં આવડતું હોય તો વિદ્યા સાંધો હું તમારી ચોકી કરવા ઉભો છું.

આ પ્રમાણે શંખચુડને ઉત્તર સાધક પુરૂષ મળવાથી પોતાની સઘળી વિદ્યાનું એકાગ્રચીત્તે સંપૂર્ણ સાધન કરી સર્વ વિદ્યા સાધ કરી આ પ્રમાણે પોતા ઉપર ઉપકાર કર-

નાર રાજકુમાર ઉપર પોતે ઘણોજ સંતુષ્ટ થયો તેથી ઇના-મમાં ચંદ્રશેખરને તેણે બહુ રૂપણી નામની વિદ્યા ભેટ દાખલ આપી રાજકુમારે તે સ્વીકારી લીધી અને તેની રજા લઇ ત્યાંથી આગળ ચાલવામાં માંડયું ચાલતાં ચાલતાં વિશા ચળ નામના વનમાં આવ્યો આ વખતે સુર્ય નારાયણ પણ માથે આવી તપી રહ્યા છે. ઉનાળાના દિવસ છે. જેથી તે ઘણોજ તૃષ્ણાતુર થયો છે થાકી જવાથી ભુખ પણ લાગી છે. તેથી મન સાથે વિચાર કરે છે કે જો આટલામાં કયાંય પણ પાણીની સગડતા થાય તો વિસામો લઇ ફળ ફુલનો આહાર કરી પાણી પીને સંતોષ-વાળું એમ વિચારતાં ચાલતાં ચાલતાં એક સરોવર આવ્યું ત્યાં આવી મુખ ધોઇ ફળ ફુલ ખાઇ જળ પી જરા વિસા-મો લઇ આગળ ચાલવા માંડયું, રસ્તે ચાલતાં રસ્તામાં, સસલાં, હરણાં, કપી વગેરે જનાવરોનું ટોળુ જોવામાં આ-વ્યું. તે ટોળાની વચમાં એક સારૂપવાન જોબન અવસ્થા-ની સ્ત્રી આનંદથી વલકલ પહેરી ચાલી જતી હતી તેની પાસે એક સુડો હતો તે પણ ઘણોજ સુંદરને શાસ્ત્ર ભણે-લો હોય એમ લાગ્યુ. આ જનાવરનું ટોળું, તે સ્ત્રી ને સુડો, એએક તરૂવરની સુંદર છાયા નીચે બેઠાં દીઠાં એટલે ચંદ્રશેખર પણ ત્યાં જઇ બેસીને બોલ્યો કે હે! સુકોમળ મૃગનયની તું મનુષ્યનો સંગ છોડી આ પશુઓ ભેગી કેમ આવા ભયંકર જંગલમાં રાત દિવસ ગુજારે છે.

આ સાંભળી તે સ્ત્રી એકદમ ત્યાંથી નાસવા લાગી એટલે શુકે કહ્યું એ સ્ત્રી નથી પણ પુરૂષ છે. તું શાવાસ્તે ભય પામે છે. કોઇ પંક્ષી મુસાફર આવે તો તેની આગતાસ્વાગતા કરવી જોઇએ કે આમ ભાગવું જોઇએ.

આવાં શુકનાં વચનો સાંભળી ભયથી ધ્રુજતી ધ્રુજતી ન ભાગતાં શરમાઇ જઇ પુછવા લાગી કે હે! પંથી મુસાફર ક્યાંથી આવો છો ને ક્યાં સુધી જવાના છો.

ચંદ્રશેખર—અમે દુરથી આવીએ છીએ અને દક્ષિણ તથા ઉતર દિશા તરફ જવાનું છે.

આ સાંભળી શુકના કહેવાથી તે સ્ત્રી વનમાં ગઇ ત્યાંથી મીઠાં ફળફુલને પાણી લઇ આવી. ચંદ્રશેખર પાસે મુકયાં કુમારે તે માંથી પોતાને જોઇતાં લીધાં બાકીનાં તે સ્ત્રીએ તથા શુકે લીધાં એમ ત્રણે જણા ખાઇને વિશ્રામ લેવા બેઠા છે.

ચંદ્રશેખર—હે! કોમલાંગી તમે કોણ છો. આ પશુઓં સાથે કેમ રહોછો ને આવી જોબન અવસ્થામાં સંસાર છોડી નાની વયમાં વૈરાગ્યરૂપે કેમ ફરોછો. આ સાંભળી તે સ્ત્રીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. પણ રાજકીરે (શુક) કુંવરને કહ્યું કે હે! મુસાફર અમારી સ્વામીની તમારાથી બહુજ શરમાય છે કારણ કે તેને પશુ પક્ષીની સંગત છે. તેથીજ પુરૂષથી ભય પામે છે. માટે તેની હકીકત હું કહું છું તે સાંભળો.

રાજકીર—નર્મદા નદિની દક્ષિણદિશામાં રેવાટવી નામના અરણ્યમાં એક મોટું વડનું ઝાડ છે, તેમાં ઘણા શુકો માળા બાંધી રહેલા છે, ત્યાં એક મોટો શુક પોતાની સ્ત્રી સાથે જોડા સહિત રહે છે તેની સ્ત્રીને ગર્ભ હોવાથી ગર્ભ પરિપૂર્ણ થયે એક શુકને જન્મ આપ્યો; અનુક્રમે તે શુક ઉડવા લાયક થયો. આ વખત ઉષ્ણઋતુ હોવાથી એક દિવસ તે પક્ષીરાજ તૃષાતુર થવાથી જળ પીવા નિમિત્તે ત્યાંથી ઉડી કોઇ સરોવર ઉપર ગયો એ અરસામાં ત્યાં કોઇ એક આહેડીલોકે આવી તેને પકડી, કોઇ પક્ષિપતિને ભેટ દાખલ આપ્યો. પક્ષિપતિએ શુક લઇ વિચાર કર્યો કે, આવો સુંદર સુશોભિત શુક કોઇ રાજાને ભેટમાં આપવાજોગ છે, એમ ધારી તેને પાંજરામાં રાખી તેનું નામ રાજકીર પાડ્યું. હવે પક્ષિપતિએ સમય આવેથી તે શુકને ભરૂચનગરના રાજાને ભેટ દાખલ આપ્યો. નૃપતિએ પોતાની વહાલી અંગજા મદનમંજરિને રમવા કારણે શુકને આપ્યો. રાજકુમારિએ તેને વિનય, વિદ્યા, ધર્મ, રાજનીતિ વગેરે જગતની વહેવારિક કેળવણી શિખવી સદ્ગુણી કર્યો.

સમયાનુસાર ભરૂચ નૃપતિના પિતા કે જેણે આ સંસાર અસાર જાણી પોતાની આત્માના કલ્યાણ અર્થે રાજ્ય રિદ્ધિ તજી દઇ વૈરાગ ગ્રહણ કરેલો હતો તે મહાત્મા તેજ નગરના વનમાં આવી રહ્યા છે, એવી ઉત્તમ વધામણી રાજાના વનપાળકે આવી આપી.

રાજા પોતાના પિતાનું આંવાગમન જાણી વધામણી આ-

પ્રધુમ સાથે ગાજતેવાજતે સહુપરિવાર, મંત્રાદિક રાજ્યના અમલદારો, પોતાની રાણીઓ, તેમજ પોતાની વહાલી પુત્રી મદનમંજરિ સહિત વંદન કરવા નિમિતે ગયા; આ વખતે મદનમંજરિએ શુકને પણ સાથે લીધો હતો.

આ પ્રમાણે રાજા તથા તમામ માણસો મહાત્માની હજુરમાં આવી નમસ્કાર કરી ધર્મકથા શ્રવણ કરવાના હોસથી ત્યાં બેઠા છે, એ અરસામાં બે વિદ્યાધર રાજાઓ પણ આ મહાત્મા રાજરૂષીના દરશન કરવા વૈમાનમાં બેસી આકાશમાર્ગે થઇ ત્યાં આવ્યા તેમણે વિધિવિધાન સહિત જ્ઞાની રાજરૂષિનેવંદન કરી પુછયું કે હે! દયાવંત પરોપકારી સાકા કોણ? આ વાકય સાંભળી અનુનૃપે વત્ર માં વિદ્યાધરને કહ્યું કે એ શું તમોએ મહારાજને પુછયું.

વિદ્યાધર—અમો જાત્રા કરતા કરતા આકાશમાર્ગે ચાલ્યા આવતા હતા, ત્યાં રેવાનાદના દક્ષિણ કાંઠા પાસેના વનમાં મૃગીયોના ટોળામાં એક નવયોવન ઇંદ્રની અપસરા તુલ્ય રૂપવંતી કુમારિકા જોઇ અમે મિઠે વચને કરી તેને બોલાવી પણ તે ન બોલતાં ઉલટિ અમને જોઇ પશુઓ સંગ ભાગી ગઇ ને જોતજોતામાં અદ્રશ્ય થઇ ગઇ. આ અચંબા ભરેલી હકિકત જોવાથી અમે તો બહુજ આશ્ચર્ય પામ્યા ને શંકામાં પડયા જેથી તે શંકાનું નિવારણ કરવા ખાતર આ મહાન ત્રણ કાળની હકિકત જાણનાર જ્ઞાનવંત મહાત્માને સાકા કોણ એમ અમે પુછયું.

ગુરૂ કહે! વિદ્યાધરો સાંભળો; ઉજયણીનગરી ના રાજાને વર્દ્ધમાન નામનો સુત અને શ્રીમતિ નામની પુત્રી હતાં તે પુત્રીને જયપુરના રાજકુમાર સિંહકુંવર સાથે પરણાવી હતી.

સિંહકુંવર ઘણોજ વ્યસની હતો, તે કારણથી તેના પિતાએ તેને દેશનિકાલ કરેલો તેથી તે પોતાની શ્રીમતિ સ્ત્રીને સહિત બીજા શહેરમાં જઇ રહ્યાં.

આંહીં આગળ શ્રીમતિનો શહોદર સંસારની મોહજાળથી મુક્ત થઇ વૈરાગ્ય પામી સાધુ થયેલ તે ફરતાં ફરતાં આ શહેરમાં આવેલ, તેને શ્રીમતિએ રસ્તામાં ચાલ્યો જતાં દીઠો. પોતાના ભાઇને સાધુના વેશમાં જોઇ બાલ્યપણાના સ્નેહથી મોહ પામી કહેવા લાગી કે, અરેરે! કોઇ ધુતારાએ મારા ભોળા દિલના ભાઇને ભોળવી રાજ્યરિદ્ધિનું સુખ તજાવી જોગિ બનાવ્યો છે. ધિક્કાર છે એવા ધુતારા જોગટાઓને! હે! જીવચાલ મારા ભાઇને સમજાવી જોગીપણું છોડાવી, પાછો રાજ્યનો ભોક્તા કરી સુખ આપું

આવી રીતે બંધુના પ્રત્યે મોહ ઉપજ્યો જેથી બંધુના પ્રેમને લઈ એકદમ આવી પોતાના ભાઇને વળગી પડી. સિંહકુંવરે આ હકિકત છેટેથી નજરે દિઠી તેથી જાણ્યું કે આપણી સ્ત્રી પરપુરૂષને આલિંગન કરી નિર્લજપણે ઉભી છે. જેથી ક્રોધયુક્ત થઇ ચક્ષુ લાલચોળ કરી એકદમ આવી સિંહકુંવરે તે સાધુનો ખડગવડે કરી ઘાત કર્યો.

શ્રીમતિએ પોતાના ભાઇને મરણ પામેલો જોઇ ઘણો

જ ઉદ્વેગ પામી ક્રોધમાં પોતાના પતિના કપાળમાં મુશળ (સાંબેલું) માર્યું તેથી સિંહકુંવરે મરતાં મરતાં પોતાની સ્ત્રી ઉપર ખડગનો ઘા કર્યો. જેથી તે મરણ પામી, ને સિંહકુંવર પણ મુસળના ઘાથી છેવટે મરણ પામ્યો. આ રીતે અહિં ત્રણે જણનાં મરણ થયાં.

સાધુ સમતાભાવમાં રહી પરમેષ્ટિમંત્રને આરાધતો ત્યાંથી મરણ પામી સૌધર્મ નામના દેવલોકમાં દેવતાપણે ઉત્પન્યો, ત્યાંથી ચવી આ ભરૂચ શહેરનો રાજા થયો, તે હું એતેજ કે જે હાલમાં સાધુપણે છું તે સિંહકુંવર સાધુની હત્યાના પાપે કરી મરણ પામી પહેલી નરકે જઇ ઉપન્યો, ત્યાં પાપના ઉદયે કરી અનેક ભવ કરી પુર્વના પુણ્યના ઉદયેથી પાછો મનુષ્યના ભવમાં નંદીપુરમાં બ્રાહ્મણની જાતિમાં ઉપન્યો ત્યાં વૈરાગ પામી ત્રિદંડી તાપસ થયો.

શ્રીમતિ પણ ક્રોધના પ્રભાવથી કરી મરણ પામી નરકમાં ગઇ ત્યાંથી ચવી સાધુના દરશન કરેલાં તેના પુન્યના પ્રભાવથી પાછી મનુષ્યની જાતીમાં પદ્મપુર નગરના પદ્મરથ રાજાને ત્યાં પુત્રીપણે જન્મ પામી. આ હકિકત ત્રિદંડી તાપસે પોતાના જ્ઞાનથી જાણી એટલે તેને પુર્વ ભવનું વૈર સાંભળ્યું તેથી ક્રોધયુક્ત થઇ જન્મતી વખતેજ ત્યાંથી પોતાની વિદ્યાના પ્રભાવે તેને લઇ વ્યંધ્યગિરિ નામના વનમાં ફેંકી દિધી, પણ હે વિદ્યાધર પુર્વ પુન્યના પ્રયોગથી તે વનના અધિષ્ઠાયક દેવતાએ તેને અધર ઝીલી લઇ એક તરૂવરની છાયા તળે તેને મેલી આપી.

ત્યાં એક સગર્ભા (ગર્ભવંતી) હરણીએ આવી ગર્ભનો પ્રવેશ કર્યો આ વખતે હરણીએ જાણ્યું કે મને બે બાળક ઉત્પન્ન થયાં, જેથી પોતે નીચો પડી બંનેને ધવરાવવા લાગી, ને સંભાળી રક્ષણ કરવા લાગી

આ પ્રમાણે તેને પુન્યના પ્રતાપથી કોઈ પણ જાતનો ભય ન થતાં દીન પ્રતિદીન મૃગણી સાથે મોટી થઈ; ને નવ યોવન વય પામી.

તે હમેશાં હરણ, વાનર, વગેરે પશુઓ સાથે રહી વનફળ ખાય છે ને પશુઓના ટોળા સાથે ફરે છે, તે માણસથી ભય પામે છે, તે તમે આહીં આવતાં મૃગના ટોળાં સાથે જતિ દીઠી. હે વિદ્યાધર! એ અમારી પૂર્વ ભવની સહોદરી છે.

વિદ્યાધર --હે જગત ગુરૂ! તે આ ભવમાં સમકિત પામશે કે નહીં, સમકિત પામે તો તેનો ધર્મ ગુરૂ કોણ થાશે.

ગુરૂ--મારા ઉપદેશથી ભ્રગુનૃપની પુત્રી સાથે જે શુક આવ્યો છે, તે સમકિત પામી; તેને તે શુક સમકિતવંત કરશે, ચંદ્રશેખર નામનો રાજા તેણીને પશુની સંગતી છોડાવી, મનુષ્યની પંકિતમાં લાવશે, ને તેનું નામ મૃગસુંદરી પાડશે.

આ મદનમંજરી તથા મૃગસુંદરીએ બંને ચંદ્રશેખરને પરણશે.

મદનમંજરીએ ગુરૂના મોઢથી આવી અતિ ઉત્તમ વાત સાંભળી પોતાની પાસેના રાજકીર નામના શુકને તે રાજકુમારીનો તપાસ કરવા સારૂં મોકલ્યો તે હું આ તમારી પાસે વાત કરૂં છું.

ત્યાંથી ચાલી રેવા નદીને કાંઠે જે મૃગના ટોળામાં તે ભમતી હતી ત્યાં આવ્યો. તેણીને પ્રથમથીજ શુક ઉપર પ્રીતિ ભાવ હોવાથી મને જોઇ ઘણો આનંદ પામી. મારા ઉપર અનહદ પ્રેમ ધરાવી મને પોતા પાસે રાખ્યો, હું તેની પાસે રહી તેને વખતો વખત, મનુષ્ય જન્મ આ સંસારમાં સર્વ જાતિના અવતારથી ઉત્તમમાં ઉત્તમ છે. કારણ કે મનુષ્યના અવતારમાં ધર્મ સાધન કરી અનંતા ભવ કરવાનો જે ભય તે દુર થાય છે. ને જન્મ મરણરૂપી જે મોટો ભય તે મટી મોક્ષના સુખની પ્રાપ્તિ થય છે. તેથી દેવતાઓ પણ મનુષ્યની જાતિમાં અવતાર લેવાની ઉત્કંઠા ધરાવે છે. તો હે રાજકુમારી આવો અમુલ્ય મહા કષ્ટે પૂર્વ પારજીત પુણ્યના પ્રયોગથી તું મનુષ્ય અવતાર પામી છો. તે હોવી દઇ આ પશુઓ સાથે રઝળી નિર્થક ગુમાવી કેમ આપે છે! ફરી ફરીને પાછો આ અવતાર મળવો બહુ દુર્લભ છે. તું પશુની જાતી નથી તું તો પદ્મપુરના રાજા પદ્મરાયની રાજપુત્રી છો. તને તારા પુર્વ ભવના પતિએ પૂર્વના વેરભાવને લઇ તું જન્મ પામી તેજ વખતે તેણે તારા માતાપિતા પાસેથી ઓચિંતી ઉપાડી આ વનમાં લઇ આવી મુકી છે. માટે હે! પદ્મરાયની અંગજા જરા વિચાર. કર આ ઉત્તમ મનુષ્ય અવતાર; રાજકુળ વગેરે સર્વ શ્રેષ્ઠ સંયોગ પ્રાપ્ત થવા ઘણાજ મુશ્કેલ છે. તે તારા પુર્વ પુન્ય ઉદયથી તને મળ્યા છે. માટે હું કહું છું. કે આ પશુઓનો સંગ નીવારી મારી સંઘાતે ચાલ. ને

ભ્રમુરાજાની પુત્રી મદનમંજરીનો મેળાપ કરાવી આપ્યું. તે-
ની સાથે સંસારમાં રહી ગીત ગાનાદિક વૈભવ ભોગવી ધ-
ર્મમાં પ્રવિણ થઇ મનુષ્ય અવતાર પામી છો. તે સફળ કર.
ચંદ્રશેખર રાજકુમાર પણ તને તારા પુન્યના પ્રબળપણાથી
મળશે. તેની સાથે પાણી ગ્રહણ કરી તેની રાણી થઇશ. ને
સર્વ રિદ્ધિ સિદ્ધિની ભોક્તા થઇ સંસારના અમુલ્ય સુખો
તું ભોગવીશ. એમ મેં ત્રણ કાળના જાણનારા ગુરૂ મહા-
રાજને મોઢેથી સાંભળ્યું છે. તેથી હું આંહી તારી પાસે
તને સમજાવવા સારૂંજ આવ્યો છું ગુરૂના વચન કદાપિ
ખોટાં હોયજ નહીં. માટે ચાલ વિચાર શું કરે છે.

રાજકન્યા – હે! પંખીમાં ઉત્તમ જાતિના રાજકીર મને
તો આ વનજ સુંદર છે. ફળ, ફુલ વગેરેનો અહાર કરી.
આ પશુઓ ભેગીજ રહેવાનું ઉત્તમ માનું છું કારણ કે મ-
નુષ્યમાં સંયોગ વિયોગરૂપી અત્યંત દુઃખ સહન કરવું પડે
છે. જેથી હું આવીશ નહીં તું આંહી મારી પાસે રહે.

રાજકીર—હે સજ્જન પુરૂષ! તમે જે મને પૂછ્યું
તે મેં કહ્યું.

ચંદ્રશેખર—બહુ સારૂં, તમે તો અમારા ધાર્મીક છો.
જેથી મને તમારા દર્શનનો લાભ થયો એજ હું ઉત્તમ મા-
નું છું, હવે હું રજા લઇશ. એમ કહી ચાલવાની તૈયારી કરે છે.

રાજકન્યા—વાહ! વાહ! માણસ તો ભલા જણાઓ
છો. શું તમે અમારીજ હકીકત જાણી સ્વાર્થપણું કરો છો.
છાબાશ! છે તમને! તમે કોણ છો. તે તો અમને કહો!
પછે જવાની વાત કરજો.

ચંદ્રશેખર—હું કાશી શહેરના મહસેન રાજાનો પુત્ર ચંદ્રશેખર છું.

આ વચનો સાંભળતાંજ શુક તથા રાજકન્યાના આનંદનો પાર રહ્યો નહીં રાજકન્યાએ શુકને હર્ષભેર ઓવારણા લઇ કહ્યું કેહે! પંખી જાતના રાજકીર તારી તમામ વાત હવે હું સાચી માનું છું.

રાજકન્યા--હે ચંદ્રશેખર રાજન! હવે આપણે મારા પિતાના રાજ્યમાં જઇએ તો સારૂં.

આ સાંભળી ચંદ્રશેખરે ત્રીલોચના દેવીનું સ્મરણ કર્યું. દેવી આવી, રાજકન્યાને દિવ્ય વસ્ત્રાભુષણ પહેરાવી તેનું મૃગસુંદરી એવું નામ આપી બધાને વૈમાનમાં બેસારી પદમપુર શહેરના સીમાડે ઉતારી પોતે અદ્દશ્ય થઇ ગઇ.

રાજકીર નામનો શુક ત્યાંથી ઉડી પદમરાય પાસે આવી તેની પુત્રીના આવ્યાની વાત જાહેર કરી. તેથી રાજા રાણી ઘણાજ આનંદ પામ્યાં ને ઘણા ઓછવ મોછવથી ગાજતે વાજતે સજ્જન વર્ગ સહિત પુત્રીને સામયું કરી શહેરમાં તેડી આવ્યા.

પુત્રીની માતા ઘણાંજ ઉમંગથી મળી વિયોગરૂપી દુઃખ દુર થયું જાણી અતિ હર્ષીત થઇ.

રાજાએ પણ પુત્રીનો જન્મ આજેજ આપણે ત્યાં થયો છે એમ માની આખા શહેરમાં જન્મોચ્છવનો માંગળીક ઓછવ કરી શહેરમે ઘણુંજ ધજા પતાકા ને વાવટાથી શણ-

ગારી ઘરે ઘરે માંગળિક તોરણ બંધાવ્યાં. બંદી જનોને બ દીખાનોમાંથી મુકત કર્યા. દીન જનોને દાન આપ્યાં.

હવે રાજકીર ત્યાંથી ઉડી ભરૂચનગરમાં આવી ભ્રગુરાયને સર્વે હકીકતથી વાકેફ કર્યો. શુકની વાત સાંભળતાંજ ભ્રગુરાયના આનંદનો પાર રહ્યો નહીં, ને એકદમ પોતાની પુત્રીને સાથે લઇ પદ્મપુરમાં પદ્મરાયને ત્યાં આવ્યો, એટલે પદ્મરાયે ભ્રગુરાયને બહુજ આદર સત્કાર આપ્યો. ભ્રગુરાજાએ આવતાંજ સરૂઆતમાં પદ્મરાયને પોતાની પુત્રી આવેલ પંથી રાજકુમાર ચંદ્રશેખર સાથે પરણાવવી છે. તેટલા માટે હું આંહી આવ્યો છું એમ જણાવ્યું.

પદ્મરાય—મારે પણ મારી પુત્રીનું કન્યાદાન તેને આપવાનું છે. તો બહુ સારૂં થયું કે આપ આંહી આપની પુત્રી સાથે આવ્યા છો. જેથી ઘણીજ ધામધુમ સાથે ઓછવ મોછવથી બંને આપણી પુત્રીઓનું પાણી ગ્રહણ તેની સાથે કરાવીએ.

આ પ્રમાણે બંને રાજાઓએ વિચાર કરી તરતજ જોતિષ પંડિતોને બોલાવી. લગ્નનો શુભ દિવસ નકી કરી અત્યંત ઉમંગ સહિત બનેએ પોતાની પુત્રીઓનાં લગ્ન ચંદ્રશેખરસાથે કર્યાં, ને પહેરામણીમાં ઘણાજ હય, ગય, કંચનને ગામો આપ્યાં.

હવે ચંદ્રશેખર રાજકુમાર પદ્મપુરમાં પોતાની બંને પ્રિયા સહિત ઘણાંજ આનંદમાં દિવસો નિર્ગમન કરે છે. એક સમયે મદનમંજરીએ પોતાના પતિને પોતાના બાપના રા-

જયમાં આવવાની વિનંતિ કરી. જેથી ચંદ્રશેખરે સમયને અનુસરી તે વાત મૃગસુંદરીને કરી; કહ્યું કે હે! રાજકુમારીકા તમે હાલમાં તમારા પિતાના રાજ્યમાં રહી સુખેથી દિવસો નિર્ગમન કરજો. હું જ્યારે મારા રાજ્યમાં જઇશ ત્યારે તમને સાથે લેતો જઇશ. હાલમાં તો મારે દેશદેશાંતર ફરી દેશાટન કરવાનો વિચાર છે, જેથી હું ભરૂચનગર જવા ધારૂં છું. માટે જઉં છું એમ કહી તેને મીઠાં વચનથી સંતોષી તેની રજા લઇ ભ્રગુરાય સાથે પોતાની મદનમંજરી પ્રિયા સહિત ભરૂચનગરમાં આવ્યાં. ભરૂચરાજાના આવાગમનની વાત સાંભળી તેના મંત્રી પ્રમુખોએ, અતિ ધામધુમથી આનંદિતપણે સામૈયું કરી પોતાના શિરછત્ર મહારાજને ગાજતે વાજતે શહેરમાં તેડી લાવ્યા; શહેરની તમામ પ્રજાએ રાજાને તથા મદનમંજરીના પતિ ચંદ્રશેખરને ફુલોથી વધાવી ઘણાજ આનંદ પામી.

આંહી ચંદ્રશેખર સુરભવન જેવા રાજમહેલમાં રહી પોતાની પ્રિયા સાથે સંસારી સુખવિલાસ ભોગવતો પોતાના દિવસો આનંદિતપણે સુખભર નિર્ગમન કરે છે, તેવા અવસરને વિષે તેજ નગરના કુસુમોદ્યાન નામના અરણ્યમાં વિજયસેન નામના મહાન તપસ્વી જ્ઞાનવંત સાધુ પધાર્યા છે. એવા માંગળીક સમાચાર વનપાળકે આવી આપ્યા. તેથી ઘણા ઉમંગસહિત ચંદ્રશેખર તથા ભ્રગુનૃપ તે મહાત્માને વંદન કરવા ચાલ્યા. ત્યાં જઇ યથાવિધ નમસ્કાર કરી ગુરુ સમીપે બેઠા.

# વિજયસેન મહાત્માનો ધર્મોપદેશ.

શ્લોક.

जन्मदुःखं जरादुःखं, मृत्युदुःखं पुनः पुनः
संसारसागरेदुःखं, तस्माज्जागृतज्जागृतः ॥

અર્થ—આ સંસારરૂપી સમુદ્રમાં જન્મનું દુઃખ, જરાનું દુઃખ ને મૃત્યુ સંબંધી દુઃખ વારંવાર રહેલું છે. એમ જાણતાં છતાં મોહમાં અંધ થયેલા જીવો ઉત્તમ ધર્મને આચરતા નથી તેને અનંતા ભવરૂપી ફેરામાં ભ્રમણ કરવું પડે છે. સંસારના સર્વ પદાર્થો માયામય ઇંદ્રજાળ અને વિજળીમાના ઝબકારા સરખા [સામાન્યપણે દેખાતા પાછા ક્ષણમાં નાશ પામનારા છે.

હે રાજન્! ત્રણ લોકમાંનો દરેક જીવ શરણ રહિત છે. તે જન્મ, જરા ને મરણરૂપી રોગથી છુટી શકતો નથી. સગાં વહાલાંનો સમુહ, ઘરની સંપત્તિ, રાજ્ય રિદ્ધિ. વગેરે સર્વ વૈભવ છોડીને આ સંસારરૂપી સમુદ્રમાંથી અનાથ મુસાફરની પેઠે જીવ એકલો ચાલ્યો જાય છે.

જેમ બળતો દાવાનળ સચરાચર ત્રસથાવર પ્રાણીના સમુહને બાળ્યા વિના મુક્તો નથી; તેમ મૃત્યુ ગર્ભમાં રહેલા નાના બાળક, તરુણ, મધ્યવયના, મરણની પથારીએ પડેલા, પાતાળમાં પેસતાં, પર્વતની ગુફામાં, વનમાં, સ્થળમાં, સમુદ્રમાં, પર્વતના શિખર ઉપર રહેલા, આકાશમાં ભમતા, સુખી, દુઃખી, દેવાદાર અને બળીયા. એવા સર્વ જીવોને કાળ છોડતો નથી.

ઈંદ્રો, બળદેવો, વાસુદેવો, અને ચક્રવર્ત્તિઓ પણ શરણ રહિત થઇ કાળના ઝપાટામાં આવી મરણ પામ્યા છે. તો પછી આપણું શું ગજું છે. એમ સમજી નિરંતર ધર્મ ઉપર શ્રદ્ધા રાખી ધર્મ આરાધન કરવું એજ મનુષ્ય જન્મ પામ્યાનું સાર્થક સમજજો.

વળી ધનથી, ભુજાબળથી, મંત્રથી, તંત્રથી, ઔષધથી મણીથી તેમજ વિદ્યાથી પણ મૃત્યુની એક ઘડી રોકી શકાતી નથી.

શાસ્ત્રમાં કહ્યું છે કે--

શ્લોક.

धर्मत्तःसकलमंगलावलि, धर्मतःसकलसौख्यसंपदः
धर्मतोभवतीनिर्मलयशः एपएवतदहोपिधियताग ॥

અર્થ--ધર્મથી સકળ મંગળની પંક્તિને પમાય છે. ધર્મથી સકળ સુખ સંપત્તિ પ્રાપ્ત થાય છે. વળી ધર્મથી નિર્મળ યશ થાય છે. માટે હે ભવ્ય જીવો! જલદી ધર્મ કરવા ઉત્સુક થાઓ.

દોહરો.

ધર્મે હય ગય સંપજે, ધર્મે રણમાં રાજ;
ધર્મે મન વાંછિત લહે, ધર્મે સીજે કાજ.

શ્લોક.

अस्थिरंजीवीतलोके, अस्थिरेधनयोवने;
अस्थिरापुत्रदाराश्च, कीर्त्तिधर्मद्वयंस्थिरा ॥

અર્થ—જીવિત અસ્થિર છે, ધન અને યૌવન પણ અ-સ્થિર છે. સ્ત્રી, પુત્ર, પુત્રાદિક પણ સ્થિર નથી. માત્ર કિર્તી અને ધર્મ એ બે કદી પણ નાશવંત નથી એતો સદૈવ સ્થિર છે. જેથી આત્મ ધર્મની પ્રાપ્તિ કરવી એજ મનુષ્ય ભવ પામ્યાનું સાર્થક છે.

હે! ભવ્યજીવો આ દુઃખે પ્રાપ્ત થાય એવા મનુષ્ય-પણાને પામ્યા છતાં જે મુઢ પૂરૂશો ઉદ્યમે કરી ધર્મ નથી કરતા તે મનુષ્ય મહા મહેનતે મળેલ ચિંતામણી સમાન મનુષ્ય જન્મને આળસે કરી મનુષ્ય રૂપી રત્ન ભવરૂપી સ-મુદ્રમાં નાંખે છે.

ધર્મ વિના આ સંસારરૂપી અટવીમાં મનુષ્ય, પશુ, પંખીની માફક રખડી રઝળી આયુષ્ય પુરણ કરી અંતે નરક ગતિના ભોક્તા બની દુઃખી થાય છે.

વળી આ સંસાર અનીત્ય અસાશ્વતો છે તેમાં અપ-સિદ્ધાંત રૂપી ખારા કુવા ઘણા છે, અને સત સંયોગ રૂપી સુધારસનો એકજ કુવો છે, તે સમ્યક સત્વરૂપ પર્વતની સુ-વાસના રૂપ ગુફામાં છે. આ કુવો પ્રમાદ, આળસ, ઇત્યાદિ વેલાથી ઢંકાએલો છે. માત્ર પુણ્યવાન પુરૂષોજ તે કુવાને જોઈ શકે છે, અને તેમાંનું અમૃત પીને ઉત્તમ ધ્યાનથી પ્રાપ્ત થયેલા સકળ માર્ગે મોક્ષનગર તરફ જાય છે.

આપણો દરેકનો જીવ કદી પણ તુટે નહીં એવાં આઠ કર્મરૂપી ફાંસામાં બંધાણો થકો સંસારરૂપી બંધીખાનામાં ઠામ ઠામ જન્મ લેતો ફરે છે. તે જો આઠ કર્મરૂપી ફાંસાથી મુક્ત થાય તોજ મોક્ષનગર જવા પામે.

લક્ષ્મી, સ્વજન કુટંબીનો સંગ અને તેથી મળતું સુખ અસાધ્વત છે. વળિ વિલાસે કરી મનોહર જણાતાં પંચેદ્રિયનાં વિષય સુખો, એટલે સ્ત્રી સબંધી મનોહર વિલાસ, ખાવું, પીવું, શણગાર, ખેલ, ખ્યાલ, વિનોદ, તે પણ અસાધ્વતાં છે, તેની સાથે દુઃખદાયક પણ છે. જેમ કમલિનીનાં પાંદડાંને અગ્ર ભાગે રહેલું જળબીંદુ ચપળ છે તેમ આ સરવે ચપળ જાણવાં.

આ સંસારમાં કામની રૂપ કમલિની નામનું સરોવર છે. તેમાં કામાદિક જડ પક્ષિઓ કલોલ કરી રહ્યાં છે, તેમાંથી મિથ્યાત્વ રૂપ પાણી પીવા પછી વિષય રૂપવનમાં, પ્રેમીરૂપ મહાભુતો વળગે છે. તેથી લજ્જારૂપ વસ્ત્રોનો અજ્ઞાની મુઢ મનુષ્યો ત્યાગ કરી સંસારરૂપી વનમાં ભટકયા કરે છે. ત્યાં કષાયરૂપી તસ્કર તેમનો ધર્મ હરી લે છે. રાગ, દ્વેષરૂપી સિંહ, હાથી તેને અત્યંત પીડા આપે છે.

આવી રીતે સંસારમાં અનંત દુઃખ રહેલું છે તેમાંથી તરી પાર ઉતરવાને ફકત ધર્મરૂપી નાવ સમાન બીજું એકે નાવ નથી. હવે જો તે નાવ આપણે ચુકી જાશું તો પછી અનંત ભવ કરવા પડશે. માટે ધર્મ ઉપર દ્રઢ શ્રદ્ધા રાખી આત્માના કલ્યાણ અર્થે ધર્મનાં પોતાના જીવને પરોવવો, એજ મનુષ્ય જન્મ પામ્યાનું મુખ્ય કર્ત્તવ્ય છે.

આ સંસારમાં ધર્મનું આરાધન ચાર પ્રકારથી થાય છે. દાન, શિયળ, તપ ને ભાવના સંસારી જીવોને માટે પરમાત્માએ શાસ્ત્રમા આ ચાર પ્રકાર બતાવેલા છે. માટે હે! ભવ્યજીવો આ સંસારમાં રહી ચિત્રસેન પદ્માવતીની મા-

ફક દાન કરી સુખ સંપત્તિને પામી અંતે શીવપદના ભોક્તા થાઓ.

ચંદ્રશેખર—હે જગતગુરૂ, ચિત્રસેન પદમાવતી કોણ તે યથાર્થ સમજાવશો.

વિજયસેન ગુરૂ—હે! ભવ્યજીવો ચિત્રસેન પદમાવતીનું વૃતાંત એક ચિતે સાંભળો.

વસંતપુર નામના શહેરમાં વીરસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને રત્નમાળી નામની અત્યંત ઇંદ્રની અપસરા તુલ્ય રૂપવંતીને સદ્‌ગુણી સતી સ્ત્રી હતી તેના ઉદરથી જન્મ પામેલ ચીત્રસેન નામનો દાતાર ને દયાળુ તેમને પૂત્ર હતો.

વિરસેન નૃપનો બુદ્ધિસાગર મંત્રી હતો. તે રાજકાર્યમાં ધુરંધર વિનયવંત ને ન્યાયવંત હતો તેને રત્નસાર નામનો વિદ્યાવંત, વિનય સહિત સદગુણી પૂત્ર હતો.

ચિત્રસેન રાજકુમારને રત્નસાર સાથે ઘણોજ પ્રિતીભાવ હતો તેથી હમેશાં તે ભેગા રહેતા. ને પોતાના શહેરમાં કોઇનો ભય ન રાખતાં સ્વછંદે ઉદભટ વેશે ફરતા હતા.

ચિત્રસેન નગરની રૂપાળી સ્ત્રીઓ ઉપર પોતાની જુવાનીના મદથી છકી જઇ કામાંધ બની બહુજ જોરજુલમ ગુજારી ક્રીડા કરવા નીમીતે વનમાં લઇ જતો.

આ ત્રાસદાયક ભયથી શહેરની સર્વે પ્રજા એકઠી થઇ વીરસેન નૃપની પાસે આવી નમ્રતાથી એકીઅવાજે બોલી કે હે! અમારા મુગટમણી શીરછત્ર, મહારાજા ધિરાજ આપે અમ ઉપરે આજ દિવશ સુધી સ્નેહ રાખી અમારી પુત્રની

માફક સંભાળ રાખી છે. પણ હવે રાજકુમાર ચિત્રસેન અ મને પોતાની જુવાનીના મદમાં બેહેકી જઇ ઉન્માદપણે વ- રતે છે તેથી અમોને તે ચિત્રા સમાન દુઃખદાયક થઇ પડયા છે, જેથી હવે અમો આપના શહેરમાં રહી શકીએ તેમ નથી.

વિરસેન—મારી પ્રાણપ્યારી પુત્ર પુત્રાદિક સમાન સ- દગુણી પ્રજા તમારી હકીકતથી તમોને મારા દુષ્ટ પુત્રના ત્રા સથી દુઃખમાં ગરકાવ થયેલી જોઇ હું બહુજ દીલગીર છું. મારી પ્રજા આવું અત્યંત દુઃખ હું છતાં ભોગવે છે, એમ મારા સમજવામાં અત્યારેજ આવેલું છે, પણ ફીકર નહીં તમો નીશ્ચીંત રહો; તમારા દુઃખનું નિવારણ હું એક ક- લાકની અંદર મારી જાતેજ કરી આપુસ્યું. માટે જાઓ હવે- થી નિરભયપણે રહી સુખ ભોગવો. એમ રઇયતને સન- માની રજા આપી.

વિરસેન નૃપતિ હવે પોતાના મનમાં ચીંતવે છે કે અરેરે! દુષ્ટ વ્યભિચારી પુત્ર તો મારા સુર્ય સમાન ઉજ્વળ કુળને કલંક લગાડવા તઇયાર થયો છે તો તે મને શું કામનો. કહ્યું છે કે સોનું ગમે તેવું ઉંચુ હોય પણ જો તે પહેરવા- થી કાન તુટી જાય તો કાંઇ કામનું નથી. તેમજ સોનાની કટારી કેડમાં રખાય છે પણ પેટમાં મરાતી નથી. તેમ આ પૃત્રથી જો કુળને કલંક બેસે છે તો તે પુત્રનું પણ મારે જરૂર નથી. કપૃત પૃત્ર શું કામનો? ખરે કાંઇજ કામનો નહીં. આવા કનીષ્ટ પુત્રની ઉપર દયા રાખવી એ પણ યુક્ત નથી માટે તેને દેશનીકાલની શીક્ષા આપવી એમ વિચાર કરે છે.

એટલામાં ચીત્રસેન રાજકુમાર ત્યાં આવ્યો. ને પિતાને પ્રણામ કરી બેસવા જાય છે. એટલામાંતો તેના પિતાએ અવળે મુખેથી પાનનાં ત્રણ બીડાં તેના હાથમાં આપ્યા

એકદમ અચાનક અવળા મુખનાં ત્રણ બીડાં મળેલાં જોઈ રાજકુમાર વિચારમાં પડયો કે! આ શું ઉત્પાત! અરેરે જીવ! ઓચિંતી શું આપદા આવી પડી! અચાનક પિતાનો મારા ઉપર કેમ કોપ થયો હશે! અરે! હવે શું કરવું, તેમનો ક્રોધ કોઇ રીતે સમાય તેમ લાગતું નથી. હે જીવ! તારાં કર્યાં તું ભોગવ. પિતાના વજ્રરૂપી પાનના બીડાથી સંતોષ માની પિતાના દેશની હદ હે! જીવ હવે તું હલદા છોડ. રાજા કોઇના નથી, વધારે ક્રોધ યુકત થશે તો દેહનો વિનાશ કરશે, માટે હવે વિલંબ કરવા જેવું નથી એમ ચિંતવી ત્યાંથી ચાલી; પોતાની માતા પાસે આવી વાત કરી. વાત સાંભળી માતા પણ કહેવા લાગી કે, હે કપૂત પુત્ર! તારાથી અમારી લાજ ગઇ, તું કુળમાં અંગારારૂપે થયો, માટે તારૂં આંહીં કામ નથી. તારૂં કાળું મોઢું અમને બતાવ નહીં, ને ચાલયો જા.

આવી રીતે પુત્રનો વચનરૂપી બાણે કરી તીરસ્કાર કર્યો. પણ ગમે તેવી તોએ માતા તેથી પુત્ર પગાના મોહને લઇ તેને રસ્તા ખરચી લઇ તેને રસ્તા ખરચી માટે સાત રત્નો આપી કહ્યું કે, હે પુત્રે! હવે તું આ શાહેરમાં રાતવાસો રહીશ નમાં.

હવે ચીત્રસેન રાજકુમાર હાથમાં ખડગ ને ઢાલ લઇ

પોતાની માતાને ચરણે નમી, મીત્રને મળવા રત્નસારને ઘેર આવ્યો.

દોહરા.

વાત સુણાવી મિત્રને, કહે જાઇશું પરદેશ;
ભુજ બળથી લક્ષ્મી લહી, કરશું સકળ વિશેષ. ૧
મુજ અવગુણ દેખી કરી, તાતે ન રાખ્યો હજુર;
વ્યાધિ વ્યસની વિષધરા, માગણથી સવી દુર. ૨
આજ નિશાએ ચાલશું, સુખભર રેહેજો યાર;
મુજ માતાની સેવના, કરજો ધારી પ્યાર. ૩
રત્નસાર એ સાંભળી, બોલે થઇ ઉજમાળ;
મિત્ર વિયોગે દેહ આ, ધરીએ કે તો કાળ. ૪
સુખ દુઃખમાં સખાઇ જે, તે જગ મિત્ર કહાય;
તુમ સાથે અમે આવશું, દેહ જીહાં ત્યાં છાંય. ૫
કાર્ય કાર્ય વિચારણા, કરવી મિત્રને કામ;
પ્રીત કરીને જલાં જલી, દેશું સ્નેહને નામ. ૬
બેઉ જણ એક મતો કરી, નિશાએ નીકળ્યા દોય;
શબ્દ શુકન શાસ્ત્રે કહ્યાં, તે પણ સુંદર હોય. ૭

બંને મિત્રો સારા શુકન જોઇ શુભ મહુર્ત્તે પોતાનું શાહેર છોડી આગળ પ્રયાણ કરી ચાલવા માંડયું, ચાલતાં ચાલતાં કેટલાક દિવસે મહાન અટવીમાં સંધ્યા સમયે આવી પહોંચ્યા. ત્યાં એક દેવ મંદિર દીઠું તેથી ત્યાં રાત વાસો રહેવાનું વિચારી મંદિરમાં ગયા, ઘણો શ્રમ લાગવાથી બંને જણ નિંદ્રાદેવીને વશ થઇ ગયા છે. અહીં મ ય રા-

ત્રી વખતે આકાશ માર્ગેથી વૈમાનમાં બેસી દેવાંગનાઓ આવી. પરમાત્માને નમસ્કાર કરી ગીત ગાન કરી પરમેશ્વરના સન્મુખ નૃત્ય કરવું શરૂ કર્યું. આ ગીત ગાનને નૃત્યના ઝણઝણાટથી નિંદ્રાદેવી દુર થઇ, જેથી તેઓ ગાન તાન તથા નૃત્ય જોવા લાગા એમ કરતાં રજની વિતીને પ્રભાત નો સમય થયો એટલે અપ્સરાઓ અદ્રશ્ય થઇ ગઇ.

હવે આ દેવ મંદિરના રંગ મંડપના ચિત્રોમાં એક અદ્‌ભુત અવર્ણનીય સુશોભિત પુતલીનું ચિત્ર રાજકુમાર ચિત્રસેનની દ્રષ્ટિએ પડતાં તે મોહિત થયો, ને પુતળી સન્મુખ એકી નજરે જોઇ રહ્યો છે, તેનો રત્નસાર મિત્ર ત્યાંથી આગળ પ્રવાસ કરવા સારૂં ઘણુંએ કરે છે; પણ રાજકુમાર પુતળીની અનુપમ આકૃતિને અત્યંત રૂપથી મોહિત થઇ જવાથી મિત્ર પ્રત્યે બોલ્યો કે હે! સુખ દુઃખના સાથી પરમ સ્નેહી મિત્ર રંગ મંડપના ચિત્રોમાં પુતળીરૂપી કોઇ પણ રાજકન્યાનું ચિત્ર છે. અને તેના મિત્રનાજ રૂપ લાવણ્યથી તે ઉપર હું અત્યંત રાગ પામી પ્રેમાધિન થઇ તેના વિયોગથી હવે બેબાકળો બની વિહ્‌વળ થયો છું માટે મને તે ચિત્રવાળી રાજકન્યા પરણાવી આપ, નહિં તો કાષ્ટની ચય ખડકાવી મને ભસ્મ કરી ચાલતો થા.

રત્નસાર—અરે રાજપુત્ર આ શું બોલો છો! મનમાં વાતનો તોલ તો કરો. કેવી કન્યા આ શું! આતો એક પાણાની પુતળી કોઇ હુશિયાર કારીગરે ચિત્રેલી છે, તેમાં આમ કામાંધ કેમ થયા છો! માટે ચાલો ઉઠો તૈયાર થાઓ.

આપણે આગળ ચાલતા થઇએ. રસ્તે ચાલતાં કોઈ જ્ઞાનીનો મેળાપ થયેથી એ પુતળી વિશેનો તપાસ કરશું જો તે કોઇ રાજકન્યાનું ચિત્ર હશે. તો તમારી મુરાદ હું પાર પાડીશ.

આ પ્રમાણે રાજકુમારને ધિરજરૂપી નીર છાંટી શાંત પાડી ત્યાંથી આગળ ચાલવું શરૂ કર્યું. થોડે દુર જતાં એક મહાન તપસ્વી કોઇ જોગી પુરૂષનાં દર્શનનો લાભ મળ્યો. ત્યાં આવી તેના ચરણકમળને નમસ્કાર કરી. પ્રધાન સુત રત્નસારે જોગીને પૂછયું કે, હે મહાત્મા ! આહીં આગળ જે દેવ મંદિર છે, તેના રંગ મંડપમાં એક પુતળીનું ચિત્ર છે. તે રાજકન્યા હોય એમ લાગે છે માટે તે કોણ છે, એ કૃપા કરી કહેશો.

જોગીરાજ—હે રાજજન પુરૂષો ! સાંભળો, રતનપુર નામના શંહેરમાં પદમરથ નામનો રાજા રાજ્ય કરે છે, તેને પદમાવતી નામની એક રંભા સમાન સદ્ગુણી પુત્રી છે. તેના પોર્ટ્રેગાફની એ દેવ મંદિરના મંડપમાં પુતળી ચિત્રેલી છે.

રત્નસાર—હે ! પરમ ઉપગારી મહાત્મા, આ રાજકુમાર તે કન્યાને જોયા વગર તેના ચિત્રથીજ તેના ઉપર મોહ પામી અત્યંત રાગી થઇ પ્રેમાધીન થયો છે, તેનું શું કારણ ! વળી તે અમને મળશે કે નહીં ! મળશે તો કયા પ્રકારેથી અમારા કામમાં ફતેહ મેળવી શકશું. તે અમો ગરીઅને આપના ચરણ સેવવાવાળા સેવકો ઉપર દયા લાવી કહેશો.

જોગીરાજ—હે રાજવંશી પુત્રો ! એ પૂર્વનાં સંચિત છે.

ભવ પલટાઇ જાય છે, પણ રાગદશા બીલકુલ પલટાતી નથી તે કારણથી રાજકમાર તેના ઉપર પ્રેમાત્રીન થઇ ગયો છે. સાંભળો તેના પુર્વભવનું વૃત્તાંત કહુંછું.

પુર્વભવમાં ચંપા નામના વનમાં એક હંસલીનું જોડું પોતાના બંને નાના બાળકો સહિત માળો બાંધી રહેલું છે, એક અવસરને વિષે તે વનમાં દાવાનળ સળગ્યો. તેના તાપે કરી હંસે હંસલીને કહ્યું કે તું જળ ભરી લાવ હું બાળકની સંભાળ રાખુંછું ત્યારે હંસલી બોલી–માતા વિના બાળકો સાચવી શકાય નહીં માટે તમે પાણી લાવો. એમ સાંભળી હંસ પાણી લેવા ગયો, પાછળથી દાવાનળનો તાપ ઘણોજ લાગવા લાગ્યો ને હંસ તરતમાં ન આવ્યો તેથી હંસલી કહે છે કે, અરેરે પુરૂષની જાતિ! કેવી કઠણ ને નિર્દય છે. પોતે મરવાના ભયે કરી પાછો આવ્યો નહિ. ખરે! પુરૂષજાતિનેજ ધિકાર છે, કે જેને પોતાના સ્ત્રી બચ્ચાંની પણ દયા ન આવી તો બીજાને માટે તો દયા કયાંથીજ આવે. અરે જીવ! હવે આપણે આ ભવમાં તો પુરૂષજાતિનો બિલકુલ વિશ્વાસ કરવો નહિ તેમ એવા નિર્દય ને આપસ્વાર્થી પુરૂષનું મોઢું જોવું નહિ તેમજ પરભવમાં પણ પુરૂષજાતિનો સંગ કરવો નહિ કારણ, કે તે નિચજાતિ છે. આમ વિચાર કરે છે ત્યાં તો અગ્નિની ઝાળ લાગવાથી માતા તથા બંને બાળકો તે ઝાળથી મરણ પામ્યાં એટલામાં હંસ પાછો આવી જુએ છે તો પોતાની સ્ત્રી તથા બાળકને મરણ પામેલાં જોઇ પુત્ર, સ્ત્રીના સ્ને-

હુથી છાતીફાટ રૂદન કરી અગ્નિમાં ઝંપલાઇ મરી ગયો. ત્યાંથી ચવી આ ચિત્રસેન રાજકુમાર વીરસેન નૃપતો ને ત્યાં પુત્રપણે અવતર્યો.

હંસલી મરણ પામી રત્નપુરે પદ્મરથરાયને ત્યાં પદ્માવતી નામે પુત્રીપણે જન્મ પામી. અનુક્રમે ભણીગણી વિધાવાન, વિનયવંત અને સ્ત્રીની ચોસઠકળા કૌશલ્યમાં ઘણીજ પ્રવિણ થઇ યોવનવય પામી. ત્યારે તેના પિતાએ તેના લાયક વિદ્યાવંત, સ્વરૂપવંત, તેજસ્વી, શુરવીર, રાજયગુણ સંપન્ન, સર્વોત્તમ ગુણે કરી શ્રેષ્ટ સદ્ગુણી રાજકુમાર શોધી પોતાની પુત્રીને પરણાવવાને વિચાર થયો. તેથી નૃપતીએ દેશોદેશના રાજપુત્રોને પોટ્રાક્ મંગાવી પોતાની પુત્રીને દેખાડવા સારૂ તેની દાસીઓ સાથે મોકલ્યા પરંતુ પદમાવતીનું મન તેમાંના કોઇ રાજકુમાર સાથે પ્રફુલિત થયું નહિ પણ ઉલટું તેણીનું મન તો પુરૂષજાતિ ઉપર ઘણુંજ ક્રોધવંત થવા લાગ્યું એટલુંજ નહિ પણ પુરૂષનું નામ કોઇના મોઢાથી સાંભળે તો તેનું પણ તે અપમાન કરી તેને પોતાની પાસેથી દુર કરવા લાગી. આવી રીતે પદમાવતી સકલગુણ સંપન્ન છતાં પુરૂષ પ્રત્યે દ્વેષીણી જાણી તેના માતા પિતા દુઃખ ધરવા લાગ્યા.

હવે પદમરથ રાજાએ આ હકિકત પોતાના પ્રમુખ મંત્રીને જણાવી પુછ્યું કે હવે આપણે શું કરવું ?

મંત્રી—માહારાજ દેશ પરદેશમાં આપણે પડહ વજડાવો જેથી કોઇ શુરવીર પુરૂષ તેને પુરૂષરાગીણિ કરી પરણવા હિમત ધરાવશે.

મંત્રીની સલાહથી પદમરથ રાજાએ પડહ વગડાવવા માંડયો છે કે મારી પુત્રી પુરૂષદ્વેષણી છે તેનું પુરૂષદ્વેષીપણું છંડાવી આપે તેને રાજા પોતાની પુત્રી પરણાવી ઉપર અરધું રાજય આપશે. આવી જાતનો પડહ તે વગડાવે છે, પણ તે પડહનું બીડું કોઇ ઝીલી શકતા નથી. માટે હે! રાજવંશી પુરૂષ તમે ત્યાં જાઓ, અને તમારા પુર્વભવનું ચિત્ર ચિત્રાવો ગામમાં દેખાડતા ફરો તે ચિત્ર તેના જોવામાં આવે તેવી યુક્તિ રચો. તે ચિત્ર જોશે કે તેને પોતાના પુર્વભવનું જાતિસ્મરણ થશે અને તેથી તે પુરૂષરાગીણી થઇ તમોને પરણશે.

જોગીરાજના મુખથી આ પ્રમાણે વચન સાંભળી બને મિત્રો તેમને વંદન કરી હર્ષભેર ત્યાંથી રવાના થઇ એકદમ રતનપુર શહેરમાં આવ્યા ત્યાં કોઇ એક ઉત્તમ ચિત્રકાર કારીગરને ખોળી તેની પાસે પોતાના પુર્વ ભવાંતરનો ચિત્રપટ ચીતરાવ્યો.

ચિત્રપટમાં એક વન સરોવર ને તરૂ ઉપર પંખીના માળા ચિત્રાવ્યા તે માળામાં હંસી ને બાળકના પોટુમાર ચિત્રાવેલ છે. ફરતો દાવાનળ અગ્નો લાગી છે, હંસ પાણી ભરવા સરોવરમાં ગયો છે, વનમાં દવ લાગવાથી હંસણી ને તેના બાળક મરણ પામ્યા છે ત્યાં હંસ પોતાની ચાંચમાં જલ ભરી આવ્યો તો પોતાની પ્રિયા ને બાળકોને મરણ પામેલાં જોઇ તેના સ્નેહના વિયોગથી તે પણ અગ્નીમાં ઝંપાપત કરી મરણ પામ્યો આ પ્રમાણે ચિત્રપટ તૈયાર

કરાવી બંને મિત્રો તે પટ હાથમાં લઇ શહેરના લોકોને બતાવતા દરરોજ ફરવા લાગ્યા આ વાત આખા શહેરમાં ફેલાતાં ફેલાતાં છેવટે પદમાવતી પાસે તેની દાસીઓને મોઢેથી સાંભળવામાં આવી. આ આશ્ચર્યની વાત જાણી ચિત્ર જોવાનું મન થાતાં પોતાના દાસી પ્રત્યે કહ્યું કે ચીત્ર પટ લઇ ફરતા પુરૂષોને અહિં બોલાવી લાવો. તેથી દાસીએ તે પુરૂષોને રાજકુમારીકા પદમાવતી પાસે આવવાનું કહ્યું ત્યારે તેઓ બોલ્યા કે તમારા રાજકુમારીકા તો પુરૂષદ્વેષી-ણી સંભળાય છે તેની પાસે અમારે આવવાનું શું પ્રયોજન. દાસી કહે હે ઉત્તમ પુરૂષો તમારી વાત સાચી છે. પણ તમોને તે હરકત નહિ કરે માટે ભય છોડી મારી સાથે ચાલો.

આ સાંભળી રાજકુમાર જેમ તૃષ્ણાતુર થયેલો મનુ-ષ્ય એકદમ પાણી પીવા સારૂં સરોવર કે કુવા ઉપર જવા તત્પર થાય છે; તેમ ઘણોજ આનંદ પામી ઉમંગથી પદ-માવતી રૂપી જળ પીવા સારૂ દાસી સાથે ગયો.

રાજકન્યા પદમાવતી પડદો નાંખી પાછળ ઉભી રહી એટલે દાસીએ ચીત્રસેન પાસેથી ચિત્રપટ લઇ પદમાવતી ના હાથમાં આપ્યો. ચિત્રપટ જેવો પદમાવતીએ નજરે જોયો કે તરતજ તે મુરછાંગત થઇ ધરણી ઉપર ઢળી પડી આમ થવાથી ચિત્રસેન તથા તેનો મિત્ર રત્નસાર ત્યાંથી ભાગી ગયા.

પાછળથી દાસીએ પદમાવતીને શીતળ જળ છાંટી

શાંત કરી મુર્છાથી મુક્ત કરી શુદ્ધિમાં લાવી પુછ્યું કે હે બાઇ! તમો આવી રીતે તે ચિત્રપટ જોતાંજ બેભાન થઇ પૃથ્વી ઉપર પડી ગયા તેનું કારણ શું!

પદ્દમાવતી—હે સખી! આ ચિત્રપટમાં એક વનમાં હંસ હંસણી ને તેના બે બાળકો એક માળામાં રહેતા હતા. ત્યાં દાવાનળ લાગવાથી હંસ પાણી લેવાને સારૂં પાસેના સરોવર ઉપર ગયો પાછળથી દાવાનળની "અગ્નિનો તાપ બહુ લાગવાથી હંસણી મનમાં કહેવા લાગી કે મરણના. ભયથી હંસ પાણી લેવાનું બહાનું કાઢી ભાગી ગયો તે હજુ સુધી આવ્યો નહીં માટે જગતમાં પુરૂષ જેમ નિર્દય દયા હીન, ને સ્વાર્થી કોઇ નથી એમ ધારી હંસણીએ પુરૂષ જાતિનો નિશ્ચય કરી નિયમ લીધો કે હવે પરભવમાં પણ પુરૂષ જાતિનું મોડું જોવું નહીં એમ મન સાથે નિશ્ચય કર્યો; ત્યાંતો અગ્નીનો તાપ લાગવાથી બે બાળકો સહિત હંસણી મરણ પામી. પાછળથી હંસ પાણી લઇ આવ્યો તો ત્યાં પોતાની પત્નિ તથા બે બાળકો મરણ થયાં જોઇ તેના મોહથી પોતે પણ અગ્નિમાં ઝંપાપાત કરી મરણ પામ્યો. એવું ચિત્ર તેમાં ચિત્રેલુ છે. તે મેં, જોયું કે તરતજ મને મારા પુર્વ ભવનું જાતિ સ્મરણ પેદા થયું છે કે આ ચિત્રપટ તે મારા પુર્વ ભવનું ચિત્ર એ નિરવિવાદપણે સાચે સાચુ છે. મેં હંસણીના ભવમાં અજ્ઞાનપણે મરતા વખતે પુરૂષનો દ્વેષ કર્યો તો તેથીજ આ ભવમાં પુરૂષ દ્વેષણી છું અરેરે! આજ સુધી હું મારા સ્વતિ-

સ્મરણના અભાવે કરી. નાહકની પુરૂષ દ્વેષણી આ દુનિયા માં ગણાઈ, જગતમાં નિંદાને પાત્ર થઇ ખરે! આ દુનિયા માં દયાળુ પરોપકારી. પ્રેમને જાણનાર અતિ માયાળુ પુરૂષ જાતિ સિવાય બીજું કોઇજ નથી. જો પુર્વ ભવમાં સ્ત્રી ને બાળકનાં મરણ થયેલાં જોઇ; તેના પ્રેમમાં લુબ્ધ બની હંસ પણ અગ્નિમાં બળી મુવો તેજ આ ચિત્રપટનો ચિત્રાવનાર પુરૂષ હોવો જોઇએ, કારણ કે, તે વિના આ પુર્વ ભવનું ચિત્ર બીજા કોઇ પણ ચિત્રાવી શકે નહીં જેથી હે સખી! મારા પુર્વ ભવના પતિ હંસનો જીવ આ ચિત્ર પટ લાવનારજ છે. ને તેથી હું તેના ઉપર મોહ પામી છું. તેણે મારા ચિત્તનું હરણ કરી લીધું છે. માટે બોલ તે કયાં ગયા. હવે તેને તું જલદી બોલાવી લાવ. આપણે તેનો કુળ વંશ પુછીએ.

દાસી— દુહા.

પરદેશી શું પ્રીતડી, કહે સખી તું ન કરીશ;<br>
આવ્યો તીમ જાશે વળી, ઉભી હાથ ઘશીશ ૧<br>
ઘણા ધુતા જગમાં ફરે, કરતા નવલા વેશ;<br>
તુમ સમ ભોળા લોકને; જુઠ દીએ ઉપદેશ. ૨<br>
મોહ ન પામો તેહશું, કહું તે ઉપર વાત;<br>
સાંભળતાં મતિ ઉલ્લસે, હોય ન કબહી વિઘાત. ૩

હે રાજકુમારી! આ સંસારમાં જુઠા બોલા માણસો મીઠા લાગે છે, ને સત્યવંત હોય તે કડવા એટલે અણગમતા હોય છે. મતલબ સાચા બોલા મનુષ્યની વાત કોઇને સુહાતી નથી.

વળી આ દુનિયામાં ધુતારા લોકો પોતાનું પેટ પાપે કરી ભરે છે, વેશ્યા, ચોર, વણીક, પરદારક, દ્યુત રમનાર, સ્વાર્થી, ધુર્ત, ને નિંદ્રાળુ, મનુષ્યો જુઠા બોલા હોય છે.

ધુતારા લોકો મનુષ્યોને વિશ્વાસ બેસાડવા ખાતર મીઠી મીઠી વાતો કરી, અંતે ગળામાં ફાંસો નાખી ચાલ્યા જાય છે, એવા ધુતારાનો વિશ્વાર કરવાથી ધન અને જીવિતનો ઘાત થાય છે.

બાળક, ચોર, પારધી, ગાંધી, નૃપ, તીડ, વેશ્યા, વૈદ્ય ને ધુતારા મનુષ્યો પારકાની પીડાને જાણતા નથી. માટે હે બાઇ! આપ એવા પરદેશી વટેમારગુ ઉપર મોહ પામી પ્રેમમાં લુબ્ધ નહીં બનો એવા તો અનેક ધુતારા પેટ ભરવા નિમાતે ઢોંગ ધતુરા કરી ભોળા અને વિશ્વાસુ માણસોને ફસાવી તેના ધનનું હરણ કરી પોતાનો સ્વાર્થ સાધી લીએ છે.

જુઓ—સુર્યપુર નામના શહેરમાં રતીસાર નામનો કોઇ મોટો ધનાઢ્ય શાહુકાર વસતો હતો, તેને વીમલવાહન નામનો પુત્ર હતો એક દિવસ બાપ દીકરો મળી પોતા પાસે બહુ બહોળું ધન છે. તે જો રાજા અગર ચોર જાણશે તો આપણું ધન એકી વખતે છીનવી લેશે. માટે આપણે રાત્રીને વખતે કોઇ ઠેકાણે દાટી મેલીએ તો સારૂં, એમ વિચાર કરી તેજ રાત્રીએ શમશાનમાં એકાંત જગાએ જઇ ધન દાટવા માંડયું ને પોતાના પુત્રને કહયું કે પારકુ ધન હરણ કરવાવાળા ધુતારા, જુગારી ને ચોર ચોતરફ

એવો તપાસ કરતા ગુપ્તપણે છુપાઇ રહી પોતાનો નિર્વાહ ચલાવે છે. માટે હે પુત્ર! તું ચોતરફ બરાબર સાવધાન પણે ધ્યાન રાખ. જેથી પુત્રે મધ્ય નિશાને વખતે શોર બકોર નહીં કરતાં છુપી રીતે ચારે દિશામાં નજર કરતાં તેની દ્રષ્ટિએ પુર્વ દિશામાં કોઇ પુરૂષને સુતેલો દીઠો તેથી તેની પાસે જઇ તેનો પગ ઝાલી ખેંચ્યો, ને તેને શ્વાનની પેઠે ઢસડયો છતાં તે પુરૂષ જરા પણ બોલ્યો નહીં તેમ શરીર પણ હલાવ્યું નહી, જેથી પુત્રે જાણ્યું કે આતો કોઇ મડદું પડેલું છે. એમ ધારી પોતાના પિતાને તે વાત કરી, એટલે પિતાએ કહ્યું કે હે પુત્ર! તું તેના નાક કાન કાપી લઇ લે જો મડદું હશે તો નહીં બોલે નહીં તો તે વેદનાના દુઃખે કરી બોલશે પુત્રે જઇ તેના નાક કાન કાપી લીધા તો પણ પેલો ધુતારો પુરૂષ જરાએ ડગ્યો નહીં તેમ બોલ્યો પણ નહીં ને પોતાનો શ્વાસ ઘુંટી મડદાની આફક પડયો રહયો. તેથી બાપ દીકરે તેને મડદું સમજી પોતાનું દ્રવ્ય ત્યાં દાટી નિર્ભયપણે આનંદથી ઘેર આવી નીંદ્રાદેવીને વશ થયા. પાછળથી સુતેલો ધુતારો પુરૂષ ઉઠી મન સાથે વિચારવા લાગ્યો કે નાક, કાન ગયાં તેથી શું થયું દુનીયામાં કાણો, કૂબડો, કાળો, અપંગ, કોઢીયો કે ગમે તેવો નીચ માણસ હોય તોપણ જો તેની પાસે દ્રવ્ય હોય તો તમામ માણસો તેને માન આવકાર આપી તેનો સત્કાર કરે છે એટલુંજ નહિ પણ છેટેથી નજરે દેખે ત્યાંજ મોટા સ્વરથી ભાઇ ભાઇ કહી બોલાવી તેની સલામ લે છે

માટે આપણી પાસે દ્રવ્ય હશે તો બધા લોક આપણા નાક કાન નથી તોપણ આપણી સલામ લેતા આવશે એટલુંજ નહિ પણ દ્રવ્યના જોરથી રાજા પ્રમુખ પણ આપણને ઘણોજ આદર સત્કાર આપી બેસવાને ઉત્તમ આસન આપશે માટે ચ.લો: દ્રવ્ય લઇ મોજમજા ઉડાવીએ. એમ વિચારી શેઠે જ્યાં દ્રવ્ય દાટેલું હતું ત્યાં આવી બધું દ્રવ્ય દાઢી લઇ પોતાને ઘેર ગયો. દ્રવ્યપ્રાપ્તિ થવાથી પૈસાના મદમાં છકી જઇ મોજમજા કરી પૈસો ઉડાવવા લાગ્યો અને કામાંધપણે મોહમાં ફસાઇ પડી વેશ્યાને ત્યાં રહી રમત, ગમત, નાટારંગ વગેરેમાં પોતાની પાસે આવેલ પૈસો ગુમાવવા લાગ્યો.

હવે એક દિવસ શેઠ તથા તેનો દીકરો પોતાનું દાટેલું દ્રવ્ય કાઢવા સારૂ જ્યાં પોતે ધન દાટેલું હતું ત્યાં આવ્યા ને જુએછે તો ધન કોઇ કાઢી ગયેલ છે એમ દીઠું તેથી બંને ઘણોજ કલ્પાંત કરવા લાગ્યા ને દ્રવ્ય ગયાના શોકથી મૂર્છાગત થઇ ધરતી ઉપર પડી મરણતોલ થઇ ગયા. પણ અહિં મધરાતે તેને શાંત પમાડી ઉઠાડનાર કોઇ હતું નહિ કે તેને ઉઠાડે. છેવટે મુરછા ઉતર્યા પછી નિરાશ બની ઘરે આવ્યા રાત્રી જેમ તેમ કરી વ્યતીત કરી પ્રભાત સમયે વીચાર કર્યો કે આપણું ધન હે! પુત્ર જેનાં તેં નાક કાન કાપી લીધાં છે તેજ લઇ ગયો છે એમ કહી રાજદરબારમાં આવી રાજકચેરીમાં નૃપની પાસે ફરીયાદ કરી.

નૃપતિ—હે શેઠ તમે તમારૂં ધન સ્મશાનમાં દાટી.

આવ્યા તેનું કારણ શું! તમોને એવો કયો મોટો ભય લાગ્યો કે ત્યાં જઇ દાટયું.

શેઠ—હે પૃથ્વીપતિ! મેં જાણ્યું કે મારી પાસે ઘણું ધન છે એમ જો રાજા કે ચોર અગર ધુતારા લોકોના જાણવામાં આવશે તો મારા દ્રવ્યનું હરણ એકદમ તે કરી લઇ જશે તેથી મેં ત્યાં જઇ દાટયું તો ત્યાંથી પણ કોઇ કાઢી લઇ ગયુ.

નૃપતિ-તમોને કોઇ ઉપર શંકા હોય તો નામ આપો.

શેઠ—હે ન્યાયવંત કરૂણાળુ રાજા! મારૂં ધન આપણા શહેરમાં જે કોઇ નાક, કાન વગરનો પુરૂષ હશે તેજ હરણ કરી લઇ ગયો છે માટે તેનો તપાસ કરાવશો.

નૃપતી—બહુ સારૂં એમ કહી જમાલખાં નામના સીપાઇને તેવા પુરૂષનો તપાસ કરવા સારૂ ગામમાં મોકલ્યો તો તપાસ કરી વેશ્યાને ત્યાં નાક કાન વગરનો પુરૂશ જોયો તેથી તેને ત્યાંથી બાંધી જમાલખાં રાજકચેરીમાં લાવ્યો એટલે રાજાએ કહ્યું અલ્યા હરામખોર! લુચ્ચા ચોર તું આ શેઠનું ધન કેમ ચોરી ગયો છું.

ધુતારો હશીને બોલ્યો—મહારાજા ખુદાવીંદ હું તે શેઠનું ધન લઇ ગયો છું તેના બદલામાં મેં તેને તેના ધન કરતાં પણ અગણીત કીમત આપેલી છે.

નૃપતિ—અરે મુરખ! ધુતારા નીચ શું તે! હીરા, માણેક, મોતી, આપ્યાં છે કે તું કહે છે, મેં અગણિત કીંમત આપી છે.

ધુતારો—ઘણા ઉમંગથી ઉત્તર આણી બોલ્યો કે, હે પ્રજાપાળ મહિપતિ મેં તો તે કરતાં પણ વધારે કીંમતની વસ્તુઓ શેઠને આપી છે. તે એકે હે મહારાજાધિરાજ મેં મારા નાક કાન શેઠને તેનું દ્રવ્ય લીધાના બદલામાં આપેલા છે, માટે હવે નમ્રતા પૂર્વક હું આપ ખુદાવીંદ સરકાર હજુર અરજ ગુજારી કહું છુ કે, શેઠને પોતાનું દ્રવ્ય મારી પાસેથી પાછું લેવાનો વિચાર થયો હોય તો ભલે બહુ સારૂં, હું તેનું ધન પાછું આપવા તેયાર છું. પણ શેઠ મારા નાક કાન જે સ્થિતીમાં હતાં તેવીજ સ્થીતી માં પાછાં મને કરી આપે, એટલે તેનું દ્રવ્ય હું પાછું આપું,

રાજા ધુતારાની વાત સાંભળી અજાયબ બની ગયા ને જાણ્યું કે આ ધુતારો છે. એ વાત ખોટી નથી પણ મા થું ફોડે તે લોહી કહે. એ વાકય પ્રમાણે પોતે પોતાના નાક કાન ખોઇ શેઠનું દ્રવ્ય લીધું છે જેથી તે આ કામમાં ગુનાહીત ઠરે તેમ નથી વળી લોભીઆ વસે ત્યાં ધુતારા ભુખે ન મરે એ વાકય પ્રમાણે શેઠને તેના લોભીપણાનું ફળ મળેલું છે. એમ વિચારી શેઠને કહ્યું તમારૂં દ્રવ્ય હવે પાછું લેવાની તમારી જે ધારણા છે તેમાં તમે ફળીભુત પામો તેમ નથી. માટે તેરી બી ચુપ ને મેરીભી ચુપ એ વાકય પ્રમાણે જેમ આવ્યા તેમ જાઓ.

આ સાંભળી શેઠ ઘેરે ગયા ને ચોરની મા કોઠીમાં મોઢું ઘાલી રૂએ તે કહેવત પ્રમાણે શેઠ કોઇને કહ્યા વગર આક્રોશ કરી બેશી રહ્યા, ને ધુતારાને રાજાએ રજા આપી એટલે તે વેશ્યાને ત્યાં જઇ મોજ કરવા લાગ્યો.

માટે હે રાજપુત્રી! જો ધુતારા કેવા હોય છે, પોતાનાં નાક કાન ખોયાં પણ દ્રવ્ય લીધું; તેઓ કેવળ સ્વાર્થીજ હોય છે બીજાની પીડાને ગણકારતા નથી. હાલના સમયમાં એવા અનેક પ્રકારના ધુતારા લોકો આ દુનિયામાં રખડી ભોળા મનુષ્યોને સમજાવી વિશ્વાસ બેસાડી પોતાનો સ્વાર્થ સાધી બીજાને અત્યંત દુઃખમાં ડુબાવી દે છે માટે આપે આ અજાણ્યા પરદેસી મનુષ્યનો વિશ્વાસ કરવો યોગ્ય નથી તે પોતાનો સ્વાર્થ સાધવા માટે આવો ચિત્રપટ કરી દેશો દેશ રઝળતા ફરે છે, તો તેના ઉપર સ્નેહ કરવો નહિં.

રાજકુંવરી— દુહા.

કુંવરી કહે સખી સાંભળો, વાત કરી તે સાર;
પણ જાણ્યા વિણ શું કરે, મુજ મન કેરો વિચાર ૧
ધુરત તો ફરતા ઘણા, ધુતે બાળીશ લોક;
રાજજન રવિ દર્શન વિના, મુજ ન હશે ચિત કોક. ૨
નારી ચરિત્રની આગળે, ધુર્ત કળા અપ્રમાણ;
મહીલાએ મહીતળ વચ્ચે, રોળ્યા જાણ અજાણ. ૩
જેમ ગુણવંતી જગ સતી, ધુર્તાદી સંયોગનું;
યોગી કર્યા જણ ચારને, આપ વરી સુખ ભોગ. ૪
કહે સખીઓ અમને કહો, બુદ્ધિ પ્રપંચ વિચાર;
પદમાવતી વળતું કહે, તે તણો અધિકાર. ૫

હે સખી! રાજપુર નામના શહેરમાં જયવંતશાહ કરીને મોટો ધનાઢ્ય શાહુકાર વસતો હતો, તેને ગુણાવળી

નામની ગુણવાન પતિવ્રત ધર્મને જાણનારી, ધર્મયુક્ત રહે-
નારી, અતિ રૂપવંતી સદ્ગુણી સ્ત્રી હતી.

એક વખતે તેને ત્યાં વેપાર નીમીત્તે દેશાંત્તરથી ધના-
ભીનામનો સાર્થવાહ આવી રહ્યો. આ સાર્થવાહ વેપારમાં
ઘણોજ કુશળ હોવાથી પોતાનો સઘળો માલ વેચી ત્યાંથી
પોતાના દેશમાં વપરાતો માલ ખરીદ કરી લીધો. આવી
રીતે વેપારમાં તેને અહિં છ સાત માસ થયા; રોજ ગુ-
ણાવળીના હાથની ઉત્તમ પ્રકારની રસોઇ ખાય ને દિવસો
આનંદમાં ગુજારે. હે! વાંચક પાઠકો આ સાર્થપતિ ગુણા-
વળીના રૂપથી તેના પ્રત્યે મોહાંધ બની ગયો. તેથી ગુણાં-
વળીને ત્યાં ફુલ આપવા આવનાર માલણને તેણે ખુટવી ને
ગુણાવળી સાથે પ્રીતિ કરાવી આપવાનું કહ્યું, માલણે તેને
કહ્યું કે, હે શેઠ! આવાં કામ તરતમાં થતાં નથી તેમ તેમાં
પૈસાની પણ જરૂર છે. કહ્યું છે કે, જર ચાયસો કર! માટે
તરત લાડવો નહિ ખવાય. લોક વાકય કહે છે કે સબુરી-
નાં ફળ મીઠાં છે એક કવી પણ કહે છે કે—

દુહા.

ધીરે ધીરે રાવતાં, ધીરે સબ કુછ હોય;
માલી સિંચે ચોગણાં, પણ રત બીન ફલ ન હોય.

માટે જો ધીરજ રાખશો તો હું તમારૂં કામ જેમ બ-
નશે તેમ તાકીદે કરી આપીશ.

હવે માલણ એક દીવસ મૃગસુંદરીને કહેવા લાગી કે
હે બાઇ! આપને ત્યાં જે પરોણા છે, તે તો બહુ શ્રીમંત

કે શેઠશાહુકાર જણાય છે, તેમ રમુજી, આનંદી ને શે
પણ સારા લાગે છે; આપણા શેઠ તો કંજુસ, લોભી
બહુજ અહંકારી જણાય છે. તેની સાથે આપ જેવા
રંગના શોકોનને કેમ આનંદ આવે છે? ખરે, આપને
નંદ નહિજ આવતો હોય એમ મને લાગે છે જેથી
વચન માન્ય કરો તો હું કહુ છું કે આપને ત્યાં આ
મોજી શોકોન ભેગાં જો તમે જશો ને તેની સાથે પ્રી
રશો તો આપને બહુજ આનંદ આવશે. વળી તેને પ
પણ કંઇ કમી નથી આપના કરતાં અધીક તેને પર
પૈસો આપેલો છે, વળી તે આપને ઘણુંજ ચાહે છે,
મારૂં વચન માન્ય કરશો.

ગુણાવળી મનમાં વિચાર કરવા લાગી કે કોઇ
નહિ ને આજે આ માલણ આવાં અઘટોત ન બોલ
વચનો કેમ બોલી; ઠીક, હશે, નીચલોકોની બુદ્ધિ કે
હોય. વળી સાર્થપતિએ તેને કાંઇ ધનની લાલચ આપં
કેમકે કામી અનાચારી પુરૂષને એવા નીચ લોકો ઠગ
તાનું ગુજરાન ચલાવે છે. ઠીક છે, સોનાને શામ ન
વળી સાચને ન આવે આંચ એ વાકયને અનુસરી હુ
તે સાર્થપતીને ધુતી તેને ભીખ માગતો કરૂં કે જેથ
બીજી સ્ત્રીઓને મારી માફક વચનરૂપી બાણે કરી દુ
કરે નહી. એમ નીશ્ચય કરી માલણને કહ્યું કે વાહ!
વાહ! મારે તારી વાત રાખ્યા વિના ચાલે? તેં ખરૂ

છે, મને તારા કહેવા પ્રમાણે શેઠના ઘરમાં ગોઠતું નથી, પણ શું કરૂં! આજ દીવસ સુધી તારા જેવો મને કોઇ સખી મલી નહિ કે કોઇ ધનવંત શાહુકારનો સંજોગ કરાવી આપે. આજેજ તું મળી, હું તારાં વચનોથી બહુજ આનંદ પામી છું ભલે, ઘણી ખુશીથી હું તે સાર્થપતિ સાથે જઇશ માટે તું જઇને કહે કે તે પોતાનો તમામ સરસામાન માલમતા બધું લઇ આજે તૈયાર થાય. હું નીશા વખતે આવીશ; આ સાંભળી માલણ હરખાતી હરખાતી ઘણાજ ઉછરંગથી સાર્થપતિ પાસે મલકાતી મલકાતી આવી બોલી કે, હે શેઠ! લ્યો હવે શું કહેશો, હું તમારૂં કામ કરી આવીછું; આજ સાંજે તે આવશે માટે તમે તૈયાર થઇ રહો કહો કેમ! આપણું વચન; કામ કરી આપ્યું કે નહિ?

સાર્થપતિ ઘણોજ ઉત્કંઠાથી આનંદમાં આવી બોલ્યો કે વાહ! બેન, વાહ! તમે ન કરો તો કોણ કરી આપે. એમ કહી તેને પચીસ સોનામહોર આપી; શેઠતો ઉમંગમાં ને ઉમંગમાં તમામ જવાની તૈયારી કરવા લાગ્યા. જયવંત શાહ પાસેથી લેવડદેવડનું નામું ચોખ્ખું કરી પોતાનો વખારો લઇ જવાની રજા લઇ માલણને ત્યાં આવ્યો.

હવે સાંજ થઇ ને અંધારૂં થયું કે ગુણાવળી સંકેત મુજબ માલણને ત્યાં આવી; ત્યાંથી બંને જણા સાંઢીઆ ઉપર બેસી આગળ ચાલ્યા. થોડે દુર ગયા એટલે ગુણાવળીએ સાર્થપતીને કહ્યું કે અરેરે! મારા પગનું ઝાંઝર માલણને ત્યાં રહી ગયું; હવે શું કરૂં; મારાથી ચાલાને તો

ત્યાં સુધી પોચાય નહી, જેથી સાર્થપતીને કહ્યું કે
આવો, હું અહીં સાંઢ ઉપર બેસી સાંઢને ઉભી રા
ઝાંઝર વીના હું આવીશ નહીં. જેથી સાર્થપતી તે
મુકી ઝાંઝર લેવા સાજણને ત્યાં ચાલ્યો. અહીં પા
ગુણાવળી પાસે એક તસ્કર આવ્યો તે પણ તેના
મોહીત થયો તેથી સાંઢ ઉપર ચડી સાંઢને હાકી મે
લતાં ચાલતાં એક શહેરની નજીકમાં આવી પહોં
દરવાજા પાસે સાંઢ ઉભો રાખો. એટલે ગુણાવળી
ચનથી તસ્કરને કહેવા લાગી કે હવે તો ભુખ લા
માટે શહેરમાં જઇ ખાવાનું લઇ આવો તો આપણે
આપણી પાસે ધન, હીરા, માણેક મોતી ઘણાં છે
રમેશ્વરે આપણી સરખેસરખો જોડ મેળવી આપી
આ સંસારમાં ખાઇ પી મોજ કરી આપણે સુખેથ
વીલાસ કરશું, આમ બોલી તેથી તસ્કરને તેના
આવવાથી તે તેણીને ત્યાં મુકી શહેરમાં ખાવાનું લેવ

અહીં આગળ તેજ શહેરનો રાજા કોઇ કારણ
ગુણાવળી જ્યાં સાંઢને લઇ બેઠી છે ત્યાંજ આવ્યો.
ળીને જોઇ તેના રૂપના તેજથી અંજાઇ તેના ઉપર
થયો તેથી ગુણાવળીને સાંઢ સહીત પોતાના રાજમ
લઇ આવ્યો અને ગુણાવળી સાથે અસભ્ય ભરેલાં
બોલી કહેવાં લાગ્યો કે હે સ્ત્રી હું રાજા છું. મા
સાથે પ્રીતી જોડ ને સુખ ભોગવ.

ગુણાવલીએ આંહી પણ પોતાનું મન દ્રઢ રાખી નીશ્ચ
પણ હીંમતથી સ્ત્રી ચરીત્ર કરી કહ્યું કે હે રાજન ! વાહ
એમા શું મોટી વાત છે ! હું તૈયાર છું ! પણ મારી એ
વાત આપ કબુલ રાખો તો તમારૂં મન માન્યું કામ તર
થાય તેમ છે ! કારણ કે ! મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે
રાજપુર નામના શહેરમાં એક કામદેવના જક્ષનું મંદીર છે
ત્યાં જઇ તેની પુજા કરી પછી પુરૂષને મળવું. માટે આ
મને આપણું સૈન્ય સાથે આપો એટલે હું ત્યાં જઇ તેન
પુજા કરી દરશન કરી આવું. આ સાંભળી રાજા બહુ
ખુશી થઇ પોતાના રાજ્ય વસ્ત્રો આભુષણો વગેરે અને
રાજ્યની ઉત્તમ વસ્તુઓ આપી સૈન્ય સાથે ગુણાવલીને રા
જપુર તરફ રવાના કરી.

હવે ચાલતાં ચાલતાં ગુણાવલી તથા સૈન્ય રાજપુરન
દરવાજા પાસે આવ્યું. એટલે ત્યાં એક વડ નીચે સારી જગ
જોઇ સૈન્ય સહીત ઉતારો કર્યો. ને ગુણાવલી સોલ સૃંગા
સજી કરી સર્વે પ્રકારનાં વસ્ત્રાભુષણ પહેરી અપસર
તુલ્ય દેવાંગના સરખી બની ફુલફળ, પુજાનો સમાન, ને
વેદ વગેરે સોનાના થાળમાં ભરી તે થાળ હાથમાં લઇ
રમઝમ કરતી કામદેવના મંદીરે જવા સારૂ એકલી ગામમ
ચાલી એકદમ પોતાને ઘેર આવી.

હવે આહી સૈન્ય તેની વાટ જોઇ રહ્યું. પણ તેતો પા
છી ન આવી તેથી ગામમાં કામદેવના મંદીર તરફ તપાર
કરવા માણશો આવ્યાં તો ખબર મળ્યા કે તેતો તેના પ

તિના ઘરમાં ગઈ. એવું જાણી સૈન્ય નીરાશ થઇ
પોતાના શહેરમાં આવ્યું ને નૃપતિને કહ્યું કે હે ર
તેને તો આપેજ ! સાસરવાસો આપી. તેને સાસરે
આ સાંભળી રાજા ગુણાવલીના મોહથી રાજ્યરિદ્ધિ અ
સુખ છોડી જોગી બની વનમાં ફરવા લાગો હવે સા
જે માલણને ત્યાં ઝાંઝર લેવા ગયો હતો તે લઇ જ્યાં
વલીને બેસાડી હતી ત્યાં આવ્યો તો ગુણાવલી કે સા
દીઠું નહી તેથી ઘણોજ કલ્પાંત કરી અંતે પોતાનું
ગયું જાણી તે પણ જોગી થઇ ફરવા લાગો.

તસ્કર પણ ગામમાંથી ખાવાનું લઇ આવી
પાસે ગુણાવલી તથા સાંઢને ન જોવાથી વૈરાગમય થઇ
બની ભટકવા લાગો.

જયવંતશાહ પોતાની સ્ત્રી બીજા સાથે ભાગી ગ
પોતાના કુળને લંછન લાગું ને આબરૂમાં ખામી
ધક્કો લાગો તેની શરમને લઇ તે પણ જોગી થયો.

આ પ્રમાણે એક સમયે આ ચારે જોગી ફરતા
એક સરોવર ઉપર ભેગા થયા. ત્યાં એક બીજા ભાંગ
વગેરે પી નાશામાં ચકચુર થયા. એટલે એક બીજાને
લાગ્યા કે ! હે ભાઇ ! તમે જોગ કેમ લીધો.

સારથપતિ-હે જોગી ! પુરૂષો ! મારા હીરા,
મોતી, વગેરે સર્વ દ્રવ્ય લઇ મને મોહ પમાડી એ
ભાગી ગઇ. તેથી હું જોગી થઇ હાથમાં ઝોળી લઇ ભ

જયવંતશાહ-મેરી ઓરત મેરા બાપદાદાકા આ

છુડ ઉડાઠી પાણી ઢાલકે કોઇ અન્ય પુરૂષકે સાથ ચલી ગઇ. ઉસકે લીએ મેને જોગ લીયાહે !

તસ્કર મેરી કયા બાત કરૂં. અરેરે ! દેખો ! એક ઓરત મુજે સાંઢ ઉપર બીઠા કે. મેરી સાથ હાવ ભાવ, નખરા કર મરેકુ વીશ્વાસ લગા કે. એક શહેરકે પાસ લઇ આઇ દરવાજા પાસ સાંઢકુ નીચે બીઠાકે, મેરેકું ગાવમેં ખાનેકે લાયે મીઠાઇ લેનેકું ભેજા. મીઠાઈ લેકર મેને આયા તો ઉસી જગોપરસેં વોતો સાંઢ સહીત ચલી ગઇ. ઉસસેં મેને સંસારમેં કછું સાર નહીં હે એસા સમઝકે જોગ લે લીયા હે આ પ્રમાણે ચારે જણાએ પોત પોતાની જોગ લેવાની હકીકત કહી દેખાડી તે શાંભળી જયવંતશાહ ઘણોજ હર્ષ પામતો મનમાં કહેવા લાગો કે! આપણી સ્ત્રી તો બડા ચતુર શીળવંત તે સતી છે. એણે તો આ ત્રણેને પોતાના સ્ત્રી ચરીત્રની કળાકોશલ્યથી જોગી બનાવી રાખ ચોળતા કરી. પોતે સત્ય શીયળપણે પાછી આપણે ઘેર ગઇ છાબાશ ! છે ! ધન્ય છે ! સ્ત્રી ચરીત્રને ! ઇંદ્ર, બ્રહ્મા, વીશ્નુ, મહાદેવ. એઓ પણ સ્ત્રી ચરીત્ર પાસે હારી ગયા છે. તો પછી આ બાચારા શું હીશાબમા છે.

અરેરે ! મન ! તું તો નાહક ભમાણું કે ચાલ ચાલ ? હવે ! જોગીપણું છોડ ! ને પ્રાણપ્રીયાને મળી સંસારનાં સુખનો ઉપભોગ લઇ સુખવીલાસ ભોગવ આ પ્રમાણે મન સાથે વીચારી એકદમ ચાલી પોતાને ઘેર આવ્યો; પોતાની વહાલી પ્રાણપ્રીયાને પણજ ઉમંગથી ભેટયો અને તેની સાથે રહી સંસારના સુખ ભોગવવા લાગો.

હે ! સખી ! જોયું ! ગુણાવલીએ આ ચરીત્ર કરી બન્ધાને ધુતી; સર્વનું સર્વસ્વ લઇ ભીખ માગતા જોગી બનાવો રાખ ચોળતા રખડતા રઝળતા કરી શીયલવૃત અખંડપણે સાંચવ્યું. માટે આ ચરીત્રની આગળ ધુર્ત્તવિદ્યા ટકી શક્તી નથી હે ! સખી ! એ પરમેશ્વર ધુતારો નથી. એનું નક્કી માનજે; એમ છતાં પણ આપણે તેની પરીક્ષા કરશું. માટે આ વાત તું મારા પીતાને જણાવ.

આ સાંભળી તેની સખી વધામણી ખાવાના ઉછરંગથી એકદમ પદમરથરાજા પાસે આવી. મોટા સ્વરથી બોલી કે હે ! પૃથ્વીપતિ ! પ્રજાપાલ ! હું ! આપને વધામણી આપું છું કે અમારાં બાઇ સાહેબ પુરૂષ પ્રત્યે દ્વેષીપણું છાંડી; ઉલટાં પુરૂષનાં રાગી થયાં છે. માટે હવે સ્વયંવર રચો દેશ વિદેશના નરેંદ્રને તેડાવી. જે ધનુષબાણ આકાશમાં ચડાવે તેની સાથે આપની પુત્રીના લગ્ન કરી આપની ઉમેદ પાર પાડો.

આ સાંભળતાંજ પદ્મરથ રાજા ઘણોજ આનંદ પામ્યો. ને વધામણીમાં દાસીને પોતાનો અમુલ્ય નવસરો હાર આપો દાસીનું દારીદ્ર ચકચુર કર્યું. હવે રાજાએ તેજ વખતે જોશી તથા પંડિત વિદ્વાનોને તેડાવી લગ્નનો શુભ દિવસ નકી કરી સ્વયંવર મંડપની અવર્ણનીય આભેહુબ. ઇંદ્રભુવન જેવી રચના બનાવો. મંડપની વચમાં હીરા માણેકથી જડેલું એક સોનાનું સિંહાસન મુકયું, તેને ફરતી બેઠકની ગોઠવણ કરી. મંડપના થંભને ફુલોએ કરી ગુંથી લીધેલા હતા. એવી અત્યુત્તમ કારીગીરીથી મંડપ સ્વર્ગ સમાન

દેદીપાયમાન શણગારી દેશ વિદેશના રાજકુમારોને તેડાવ્યા.

લગ્નને દિવસે બધા ઠાઠમાઠ કરી દેવ સમાન વસ્ત્રાભુષણો પહેરી કન્યા લેવાના હર્ષથી સ્વયંવર મંડપમાં આવી સઉ સઉની બેઠક પ્રમાણે બેસી ગયા. આ વખતે ચિત્રસેન તથા તેનો મિત્ર પણ આવી સ્વયંવર મંડપથી ઘણાજ દુર પણ દેખાય તેમ બેઠા હતા.

પદ્માવતી પોતાના આવાસમાં વસ્ત્રાભુષણો પહેરી શોળ શણગાર કરી ઈંદ્રની દેવાંગના સમાન બની પોતાની બેનપણીઓ સાથે લઇ પાલખીમાં બેસી સ્વયંવર મંડપમાં આવી ગોઠવેલ સિંહાસન પાસેની બેઠક પર બેઠી એટલે તેની દાસી બોલી કે હે ! દેશી વિદેશી રાજકુમારો તમે સાંભળો. આ મંડપમાં જે ધનુષ્ય મુકવા આવ્યું છે તે એકી વખતે ઉપાડી જે રાજકુમાર આકાશમાં ચડાવી દેશે, તેના કંઠમાં અમારાં સ્વામિની [વરમાળા આરોપશે. માટે અનુક્રમે તમારૂં શુરવીરપણું અજમાવી ધનુષ્યબાણ ચડાવો.

આ સાંભળતાં અંગદ દેશનો રાજકુમાર તરતજ પોતાના આસન ઉપરથી ઉભો થઇ ધનુષ્ય બાણ તરફ જેવો નજર કરવા ગયો કે લાગલોજ અંધ બની આમતેમ ફાંફાં મારવા લાગ્યો, ને ધનુષનું તેજ પોતાની ચક્ષુથી ઝીલી શકાણું નહિ તેથી શરમાઇ પાછો પોતાના આસન ઉપર બેસી ગયો જેથી બીજા બધા તેની હાંસી કરવા લાગ્યા. આમ થવાથી લાટ દેશનો રાજપુત્ર ચાંપ પાસે આવ્યો પણ નાગ ફણીએ કરી તેતો ધરતી ઉપર બેશુદ્ધ બની પડી ગયો. આ પ્રમાણે આ-

વેલા સઘળા રાજપુત્રો ચાંપ ચડાવવા હીમત ધરાવી તૈયાર થયા પણ અંતે નાહીમત થયા ને કોઈ ચાંપ ચડાવી શકવા સમર્થ થયો નહિં. આ જોઇ પદ્મરથ રાજા બહુજ વિચાર માં પડી ચીંતાતુર થયો. એટલીવારમાં તો ચીત્રસેન જે પોતાના મિત્ર સાથે મંડપ બહાર દુર બેઠો હતો તે પોતાની તરવાર મીત્રને આપી બોલ્યો કે હે મીત્ર! આ ઉઘાડે ખડગે કરી તું મારી આસપાસ ફરજે ને હું આ ધનુષ્ય આકાશમાં ચડાવી આપૂછું એમ કહી સીંહની માફક ફ્લાંગ મારી ધનુષ્ય પાસે આવી તેને સાષ્ટાંગ દંડવત કરી પોતાની ધનુરવિદ્યાના પ્રયોગે જેમ બાળક રમત કરતા હોય તેમ લીલામાત્રથી કળાએ કરી ધનુષ્યને આકાશમાં ચડાવી દીધું. તેથી પદ્માવતીએ ચીત્રસેનના કંઠમાં હુંશભેર વરમાળા પહેરાવી. આવી રીતે પદ્માવતીએ કોઇ પંથી વટેમાર્ગુના કંઠમાં વરમાળા નાખી; તેથી બધા દેશના રાજપૂત્રો ક્રોધયુક્ત થઇ તે મુસાફરની સામે યુદ્ધ કરવા તૈયાર થઇ બોલ્યા કે હે રાંક પુરૂષ! તું ક્ષત્રીપુત્ર નથી માટે કંઠમાંથી વરમાળા કાઢી નાંખ.

ચીત્રસેન—હે રાજવંશી રાજપુત્રો! તમે બધા શીયાળ તુલ્ય છો, સ્ત્રીની યાચના કરવી એ તમને ઘટિત નથી. રાંક પુરૂષ હોય તે પણ સ્ત્રી માગી આપતો નથી તો હું તો સિંહ સમાન છું તે, તમને મારી સ્ત્રી કેમ આપીશ વળી વિચારી જુઓ કે જે પૂરૂષ પરસ્ત્રીના અભિલાષી થાય છે તે પોતાનો જીવ જોખમમાં નાંખી અંતે મરણ પામી નરકમાં જાય છે.

આવાં ચિત્તભેદક વચનો સાંભળી બધા ચીત્રસેન સામા આવી લડાઈ કરવા લાગ્યા. ચીત્રસેને તેઓને શુરવીર પણે કળા કૌશલ્યે કરી સર્વને હરાવી હાંકી કાઢ્યા તેથી જેમ શ્વાન બે પગ વચ્ચે પૂછડી ઘાલી ભાગી જાય તેમ ભાગી ગયા.

પદ્મરથ હે ! ઉત્તમપુરૂષ તમારૂં કળા કૌશલ્ય અને શુરવીરપણું જોતાં તમો કોઇ ક્ષત્રી પુત્ર છો. એમ નિશ્ચય થાય છે. તો મહેરબાની કરી આપની જાત અને કુળ પ્રગટપણે કહેશો એવો ભરૂશો છે. તમો મારા જમાઇવો થઇ ચુકા છે એ નિઃસંદેહ છે.

ચીત્રસેન–હે રાજન ! હું વસંતપુર શહેરના વીરસેન રાજાનો પુત્ર છું મારૂં નામ ચીત્રસેન છે. પદ્મરથ નૃપતિ આ સાંભળતાં ઘણોજ આનંદ પામી પોતાની કુંવરીનું પાણી ગ્રહણ તેની સાથે કરાવી કન્યાદાનમાં હયા ગય રથ, પાલખા, વસ્ત્રાભુષણ, ગામ વગેરે અનેક દાઇયો આપી તેને રહેવા સારૂ એક સુરભુવન જેવો રાજ્યમહેલ કાઢી આપ્યો. તેમાં સુખેથી આનંદીતપણે ગીત, ગાન, નૃત્ય, તે સોગટાં બાજી રમી પોતાના દીવસો સુખમાં નીરગમન કરે છે.

દુહા.

એક દીન મીત્રને ઇમ કહે, જાશું હવે નીજ દેશ;<br>
વ્યસન તજ્યા સુખ સંપજ્યા, સદ્ગુરૂ ઉપદેશ. ૧<br>
માતા મન આશીશથી, પામ્યો રૂદ્ધિ વિશાળ;<br>
મણી સ્મરણ માત્રથી, જળમાં જીવે બાળ. ૨

તાત સ્નેહથી માતનો, લક્ષ ગણો છે સ્નેહ;
ખેદ ભરી ગાળો દીએ, તો પણ ધૃતનો મેહ. ૩
માતા પીતા ચરણે જઇ, વિનયે નમુ એકવાર;
માત તાતશેવન થકો, લહું શોભા સંસાર. ૪
સસરા વાસ વસતાં થકાં, નીર્લજનો અવતાર;
પીયર ભલું નહી નારીને, દુર્બળ વર ભરથાર. ૫
અંત્રમ કહ્યા માઉલ ગુણે, અધમ અધમ આ ઠામ;
આપ ગુણે ઉત્તમ કહ્યા, મધ્યમ જનકને નામ. ૬
રત્નસાર મુણીને જઇ, કહે નૃપને તે વાત;
ઉત્કંઠા અમને ઘણી, મળવા માતને તાત. ૭

પદ્મરથરાજા આ સાંભળી મનમાં ચિંતવવા લાગ્યો કે પુત્રી તો સાસરેજ શોભે એમ ધારી પુત્રીને સાસરવાસામાં ઘણોજ માલમત્તા, ઘરેણુંગાંઠા, ગામગરાશ, હાથી, ઘોડા, રથ પાલખી અને દાસ દાસીનો પરીવાર આપી તેને સાસરે વળાવી.

હવે ચિત્રસેન પોતાની પ્રિયા પદ્માવતી તથા મીત્ર રત્નસાર તથા દાસ દાસીને સૈન્ય સહિત ચાલતાં ચાલતાં રાત્રી પડી જવાથી એક મનોરમા નામના વનમા ઉતારો કરી રાત રહ્યા. ત્યાં પરીશ્રમ લાગવાથી બધા માણસો નીંદ્રા દેવીને શરણ થયા ફક્ત એક રત્નસાર જાગતો હતો ને ચોતરફ નજર રાખી ચોકી કરતો હતો. આ વખતે મધરાત થઇ હતી. વડ ઉપર કોઇ દેવી દેવનું રેઠાણ હતું દેવને દેવીએ પુછ્યું કે હે દેવ! આ રાજ પુત્રને તેનું રાજ્ય મલશે કે નહિ?

દેવ—હે દેવી! આ રાજપુત્રને માથે ચાર મોટા ભય છે તે એ કે તેના બાપે તેને દેશવટો આપ્યો ત્યારપછી તેની માતા મરણ પામી છે તેથી તેનો પિતા બીજી વીમળા નામની રાણીમાં લુબ્ધ બની ગયો છે. આ વીમળા રાણીને ગુણસેન નામનો પુત્ર છે તેથી પોતાના પુત્રને રાજ્ય અપાવવાના હેતુથી ચીત્રસેન આવે તો તેને મારી નાખવા માટે પોતાના પતિને કહ્યું કે હે પ્રાણપતિ! હાલમાં આપે જે ઘોડો લીધો છે તે ઉપર કોઇ ચડી શકતું નથી માટે ચિત્રસેન આવે ત્યારે તેને બેસવા આ ઘોડો આપજો જેથી તુરંગ ઉપર બેસશે કે તેના તોફાનથી જમીન ઉપર પડી ચિત્રસેન મરી જશે તેમ છતાં મરણ ન પામે તો એક કૃત્રીમ યંત્રથી દરવાજો બનાવી રાખવો. કે તેની નીચે કુમાર આવે કે દરવાજો તેને માથે પડે તેમ કરતાં પણ નહિ મરે તો તેને જમવા વખતે લાડુ ઝેરના પીરસવા એટલે તો નિશ્ચે મરણ પામશે ને આ પણું મનમાન્યું કામ થઇ ગુણસેનને રાજ્યની પદવી અપાશે આવી રીતે ચિત્રસેનને મારવાના ત્રણ ઉપાય તેની ઓરમાન માતાએ વિરસેન રાજાને પોતાને વશ કરી ભમાવી બતાવ્યા તે શિવાય હે દેવી! તેના ઉપર એક ચોથો ભયંકર ભય છે તે એ કે તેને રાજ્ય મળ્યા પછી તે પોતાના સ્વર્ગ સમાન રાજભુવનમાં પોતાની સ્ત્રી સહિત સુતો હશે ત્યાં તેની શય્યા ઉપર પનંગ ચડી તેને ડંસ આપશે તેના ઝેરથી તે મરણ પામશે.

હવે આ ચાર ભયથી તેનો મિત્ર બચે છે. તે જો. પો.

તાની બુદ્ધિથી યુકિત રચી છોડાવે તો તે રાજ્ય રિદ્ધિ ભોગવી સુખ પામશે. પણ તેનો મિત્ર તેના ઉપર કરેલા ઉપકારની વાત તેને કહેશે. તો તે પોતે પથ્થર રૂપે થઇ જશે

આ પ્રમાણે જક્ષ દેવે દેવી પ્રત્યે વાત કરી તે રત્નસારે બધી યથાર્થ રીતે એક ચિત્તે કરી સાંભળી, પ્રભાતનો સમય થતાં દેવ અદ્રશ્ય થઇ ગયાં ને રાજકુમાર ચિત્રસેન તથા તેનું સૈન્ય ત્યાંથી ચાલી વસંતપુર શહેરના પાદરમાં આવ્યુ ત્યાં ઉતારો કરી રાજકુમારે પોતાના બાપને પોતાના આવ્યાના ખબર આપ્યા.

આ સમાચાર સાંભળી વીરસેન નૃપતિએ ઉપલે મનેથી આનંદ બતાવી. લોકાચારના ભયથી ચિત્રસેનને ગામમાં લઇ આવવા સારૂં ગાજતે વાજતે સામયું લઇ આનંદ બતાવતા ચિત્રસેન પાસે આવ્યો એટલે ચિત્રસેન પિતા સન્મુખ આવી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી હસ્ત જોડી સામો ઉભો રહ્યો. એટલે વીરસેન નરેંદ્રે તેને આનંદે બેસવા સારૂં સંકેતવાળો તુરંગ આગળ ધર્યો. તેને રત્નસાર મિત્રે છળ ભેદથી આઘો નાખી રાજકુમારને બીજા અશ્વ ઉપર સ્વારી કરાવી. આનંદથી ગામમાં જવા આગળ ચાલ્યા. ત્યાંથી કૃત્રિમ યંત્રવાળા દરવાજા પાસે જેવાં આવ્યા ને અશ્વ જેવો અંદર દાખલ થવા પોતાનો પગ ઉપાડે છે. એટલામાં તો રત્નસાર સન્મુખ આવી ઘોડાના મુખ ઉપર ચાબુકના પ્રહાર કરવા લાગ્યો તેથી અશ્વ પાછે પગે પાછળ હઠયો કે તરતજ કૃત્રિમ દરવાજો તુટી પડયો. જેથી તેમાં ઘણાં મનુષ્યો પ્રાણ રહીત થયા.

આ જોઇ બધી પ્રજા તથા મંત્રી વગેરે મનુષ્યો વીરસેન રાજનને મોહેજ બોલ્યો કે મહારાજા આપે ઘણુંજ અઘટીત કર્યું પણ તેના મિત્રના પ્રભાવથી રાજકુમાર આ ભયમાંથી મુકત થયા છે; આવું કરવું આપને યોગ્ય નહોતું. એમ બોલતાં તેઓ રાજમેલ સુધી આવી પહોંચ્યા, એટલે ચિત્ર સેન રાજકુમાર પોતાની ઓરમાન માતાને પગે લાગી. પોતાના મહેલમાં પોતાની પ્રિયા સાસાથે ગયો.

હવે વિમળાએ બે પ્રકારથી ચિત્રસેનનું મરણ થયું નહીં તેથી પોતાને ત્યાં જમવાનું કર્યું. તેમાં બે મોદક ઝેરના બનાવ્યા જમવાનો વખત થયો. વીરસેન રાજાને ગુણસેન ભેગા જમવા બેઠા. ચિત્રસેનને રત્નસાર પણ ભેગા જમવા બેઠા, એટલે વિમળા પીરસવા આવી ઝેરના મોદક ચિત્રસેનના થાળમાં મેલ્યા ને ઝેર વગરના વીરસેન નૃપતિના થાળમાં મેલ્યાં આહીં રત્નસાર અગાઉથીજ બીજા મોદક લઇ આવ્યો હતો. તે પોતાના થાળમાં મુકી ઝેરવાળા મોદક લઇ ગોપવી રાખ્યા હવે બધા આનંદ ઓછવથી ઉમંગે જમી પાન, સોપારી, એલચી, વગેરે મુખવાસ લઇ સૌ સૌના આવાસે આવી. સુખેથી દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

હવે વિરસેન નરેંદ્ર વૃદ્ધાઅવસ્થાએ પોચવાથી ચિત્રસેન રાજકુમારને રાજ્યાભિષેક કરી રાજ્ય લગામ સોંપી આપી પોતે પ્રભુસ્મરણું કરી પોતાના દિવસો ઇશ્વરભક્તિમાં સુખે કરી ગુજારવા લાગ્યા.

એક સમયે રાત્રિને વિષે ચિત્રસેન રાજન પોતાની વ-હાલી પ્રાણપ્રિયા પદ્માવતિ સહિત પોતાના રાજમહેલમાં ભરનાદ્રામાં સુતેલો છે. રત્નસાર મિત્ર તેની ચોકી કરવા જાગૃતપણે પેરો ભરે છે. ત્યાં ઓચાતો મહા વિકાળ ભયં-કર કાળો પનંગ ફુંફાડા મારતો પાણીના રેલા માફક ચિ-ત્રસેનની શય્યા ઉપર ચડતો તેની નજરે પડયો કે તરતજ રત્નસારે તેના ખડગે કરી સાત કટકા કરી પોતાના હાથમાં લઇ બહાર નાખી દીધા. પણ તેના રૂધિરનું ટીપું મહારા-ણીની ઝાંઘ ઉપર પડયું તે લુછલેવા નીમીતે લુગડાના કટકા વતી મહારાણીની ઝાંઘ ઉપર હસ્ત ફેરવવા લાગ્યો. આ અરસામાં ચિત્રસેન નૃપતિ એકદમ ઝબકી ઉઠયા, ને પોતા-ની પ્રિયા ઉપર આવી રીતે રત્નસારને હસ્ત ફેરવતાં જોઇ ક્રોધ કરી કહેવા લાગ્યા કે અરે મિત્ર! આ શું કરે છે? ધિક્કાર છે તુને એમ કહી તેના ઉપર કોપાયમાન થયા, ને હાથ ફેરવવાનું કારણ પુછયું.

રત્નસાર – નરેંદ્ર, આપ મને જે હકીકત પૂછવા માગો છો તે જો હું સાચી કહિશ તો મને દુ:ખદાયક છે ને હું આપ પાસે જુઠું બોલીશ તો આપ માનશો નહિ તે ઠીકજ છે પણ મારા કરેલા ઉપગારો નિષ્ફળ થશે. કહેવત છે કે નાનાં બાળકો ગમે તેટલાં રોતાં હોય પણ કાંઇ પાવીયાને પાનો ચડે નહિ તેમ રાજા ગમે તેવા મિત્ર હોય પણ તેને મિત્રદ્રોહિ થતાં વિલંબ થાય નહીં એટલે રાજા કોઇના મિત્ર હોયજ નહિં. માટે મારૂં ગમે તેમ થાઓ પણ હું

તો સાચુંજ બોલીશ; સત્યનો બેલી ઇશ્વર છે, ને જુઠાનો બેલી યમરાજા છે એ વાકયને અનુસરી હે પૃથ્વિપતિ હું વાત કરૂશું પણ હું તે વાત કરીશ એટલે પથ્થરરૂપે થઇશ તે આપને અગાઉથી કહી આપું છું. સાંભળો, આપણે પદ્માવતિને લઇ આપણા શાહેર તરફ અવતાં રસ્તામાં જે વડ નિચે ઉતારો કરી રાત્રિ રહ્યાં હતાં ત્યાં મધ્ય નિશાએ શર્વે નિંદ્રાવસ થઇ ગયા, ને હું એક જાગતો હતો તે વડ ઉપર જક્ષ જક્ષણીનું રહેઠાણ હતું તે મધ્યરાતની વખતે બોલ્યા કે આ રાજવંશી પૂત્રને જો તેનો મિત્ર ચાર ભયથી મુક્ત કરે તો તે રાજ્ય ભોગવશે પણ જો પાછો રાજપુત્રને કરેલા ઉપકારની હકિકત તેને કહિ સંભળાવશે તો તે મિત્ર પથ્થરરૂપ બની જશે.

જુઓ મેં આપને અશ્વના ભયથી મુક્ત કર્યા તે, બીજે દરવાજો ત્રુટો ને ત્યાં આપને બચાવ્યા, ત્રીજે આપની ઓરમાન માત એ વિખના મોદક પિરસ્યા તે લઇ બીજા મોદક હું લઇ આવ્યો હતો તે જમ્યા, અને આજે આ વખતે મહા વિકાળ પનંગ આપને ડંસ આપવા આપની શય્યા ઉપર ચડતાં મેં નજરે જોઇ તેના સાત કટકા કરી નિચે નાંખી આપ્યા, પણ તેના રૂધિરનું ટપકું આપની મહારાણીને મારી માતુશ્રી સમાન પદમાવતીની જાંઘ ઉપર પડયું, તેનો ડાઘ કાઢી નાંખવા સારૂ હું લુગડાંવતી હાથ ફેરવવા લાગ્યો ત્યાં આપ જાગી ગયા. આ વાત કહી લીધી કે રત્નસાર પથ્થરરૂપે થઇ ગયો.

ચિત્રસેન પોતાના વહાલા ને સુખ દુઃખમાં ભાગ લેનારા પરમસ્નેહિ મિત્રને પથ્થરરૂપ જોઈ એકદમ મુરછાગત થઇ ધરણી ઉપર ઢળી પડયો આમ બેભાન સ્થિતિ જોઇ મહારાણી પદ્માવાતએ રાજનને શિતળ જળના ઉપચારથી શાંત પમાડી શુદ્ધિમાં લાવી એટલે પાછા વિલાપ કરો અને બોલવા લાગ્યા કે અરેરે! હવે મિત્ર વગર રાજ શું કામનું; ખરે નકામુંજ છે તો હે જીવ! ચાલ હવે મિત્રનો મેળાપ કોઇ રીતે થાય તેમ નથી, માટે તારે મરણને શરણ થયા શિવાય બીજો એકે રસ્તો નથી. આવાં ચિત્રસેન રાજાના વચનો સાંભળી પદ્માવતી બોલી કે હે પ્રાણપતિ! પાણી પિધા પછી ઘર પૂછોછો એ શું કામનું. રત્નસારે પ્રથમથીજ આપને જણાવ્યું હતુ કે હું સાચી વાત કરીશ તો દેવતાના વચન મુજબ પથ્થર બની જઇશ છતાં પણ આપે હઠ કદાગ્રહ કરી સાચી વાત કરવાનું ફરમાન કર્યું તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. એ પ્રમાણે તમે તમારા મિત્રને હાથે કરી પથ્થર બનાવી હવે નાહક વિમાસણ શું કરોછો; પહેલાં તો વિચાર કર્યો નહિં ને હવે મિત્રના વિયોગથી નાહિંમત બની મરવા તયાર થયા છો, વાહ! પ્રાણનાથ વાહ! શુરવિર તો બાહુ! અરે જરા વિચારો! ગમે તેવુ સંકટ પડે તોપણ શું! મરદ મરવા તૈયાર થાય! ખરે નજ થાય. જુઓ એક પંડિતનું વાકય છે કે હીંમત મરદા તો મદદ ખુદા. એ વાકય પ્રમાણે હે પૃથ્વિપતિ! માથાના મુગટ આપ હિંમત પકડી મિત્રના વિ-

યોગનું દુઃખ ટાળવા ઉત્સુક બનો, માણસ શું નથી કરી શકતા? ખરે માણસ ઉદ્યમે કરી સર્વે કામ સિદ્ધ કરી શકે છે તો આપ પણ આપની બુદ્ધિના પ્રયોગે કરી એક દાનશાળા તૈયાર કરાવો. જેમાં અનેક જોગિ, જતિ, પીર, ફકિર, ખાખિ, સન્યાસિ, મારગિ, અતિત વિગેરે સંતપુરુષો આપની દાનશાળામાં ભિક્ષા લેવા નિમિતે આવશે તેમાંથી કોઇ મહાત્મા પરઉપકારીનો મેળાપ થઇ જશે તો તે પોતાના જ્ઞાને કરી કોઇ પ્રકારની વિદ્યાથી આપનું મિત્ર વિયોગી દુઃખ દુર કરી આપશે. ચિત્રસેનરાજાએ પદમાવતિની આવી સભ્યતા ભરેલી ને ઉતમ પ્રકારની યોજનાવાળી વાત સાંભળી એક દાનશાળા તૈયાર કરી દરરોજ દાન આપવું શરૂ કર્યું. તેમાં અનેક સંત પુરૂષો આવવા લાગ્યા પણ કોઇથી ચિત્રસેનના દુઃખનું નિવારણ થયું નહિ તોપણ ચિત્રસેને દાન શાળા કાયમ રખાવી પોતે વિચાર કર્યો કે મિત્ર પથ્થર રૂપે થયો તે દેવની માયા છે તો દેવની માયા દેવ સમાવશે એમ ધારી રાજ્ય છોડી પોતે જે વડ નિચે રાત રહ્યા હતા ત્યાં આવ્યો ને ત્યાં દેવની સ્તુતિ કરી ઘણીજ આજીજી સાથે માફ માગવા મંડયો એટલામાં રાત્રિ પડવાથી ત્યાંને ત્યાં સુઇ રહ્યા પણ ચિંતાતુર મનુષ્યને નિદ્રા આવે નહીં એ સ્વભાવિક નિયમ છે તેથી ચિત્રસેન જાગતો હતો.

હવે મધ્યરાત્રિએ દેવિએ જક્ષને પૂછયું કે આ વડ નિચે હે જક્ષરાજ! એકાએક કોઇના સંગ સાથવાર વિના કોણ પૂરૂષ સુતો છે?

જક્ષ—હે દેવિ ! એ પૂરૂષ મિત્રના વિયોગના દુઃખે કરી આંહિ આપણે શરણ આવી સુતો છે તે રાજા છે. પોતાના રાજ્યમાં જતાં આગળ અહિં રાત રહ્યા હતો, તે વખતે તમે મને પૂછ્યું હતું કે આ રાજપૂત્રને રાજ મલશે કે નહિં ત્યારે મેં તમને તેના ઉપરના ચાર મોટા મરણના ભય હતા તે કહ્યા હતા તેમાંથી તેના મિત્રે આપણા કહેવા પ્રમાણે મિત્રધર્મ બજાવી તેને મુક્ત કર્યા પણ મિત્રે તેને બધી વાત કહિ આપી તેથી મારા વચન પ્રમાણે તેનો મિત્ર પથ્થરરૂપે થઇ ગયો છે તે દુઃખે આ રાજા અહિં આવ્યોછે.

દેવી—હે જક્ષદેવ ! હવે તે પાછો મનુષ્યરૂપે કેમ થાય ?

દેવ—હે જક્ષણી ! શીયળવંત સ્ત્રી પોતાના સુતને કેડમાં તેડી ઉછરંગથી પોતાનો કર તે પથ્થર ઉપર ફેરવશે એટલે તે પથ્થરરૂપ મટી નરરૂપે થશે.

આવા અમૃત તુલ્ય દેવવાણી સાંભળી ચિત્રસેન મહારાજ આનંદ પામી ચિંતારૂપી સંકટથી મુક્ત થઇ સુખેથી નિદ્રા કરવા લાગ્યો. દેવી દેવ અદ્રશ્ય થયાં પ્રભાત થતાં પોતે પણ ત્યાંથી ચાલી ઉમંગથી વસંતપુર આવ્યો.

અહિં પદ્માવતિ ગર્ભવંતી હોવાથી ગર્ભ પરીપકવ થયાથી નવમે માસે પુત્રરૂપી રત્નનો જન્મ આપ્યો. બાર દિવસે ઘણાજ ઓછવ મોછવથી દાનના પ્રભાવથીજ પુત્રનું નામ પણ ધર્મસેન પાડયું. હવે પોતાની પ્રાણપ્રિયા પદ્માવતીને પુત્ર સહિત ગાજતે વાજતે ઘણા ઉમંગથી દાનશાળાએ

તેડી લાવ્યા ને રત્નસાર મિત્રના પથરને પણ ત્યાં મગાવી રાજાએ પોતાની પત્નિ પ્રત્યે કહ્યું કે હે સ્ત્રી! જો કોઇ શીયળવંત સ્ત્રી પોતાની કેડમાં પુત્રને બેસારી આ પથરાને હાથ ફેરવે તો પથ્થર મટી નરરૂપે થાય.

પદમાવતીએ આવી હર્ષની વાત સાંભળી કે તરતજ સ્નાન કરી પંચપરમેષ્ટી મંત્રનું આરાધન કરી બોલી કે હે સુર્ય! વૈમાનીક, વૈંતર, લોકપાળ જો મેં આ કાયાએ મન, વચને કરી નિર્મળપણે સીતા, દમયંતી, દ્રૌપદી, સુભદ્રા આદી અનેક સતીઓની માફક શિયળ અખંડીત પાળ્યું હોય ને હું પણ એનાજ જેવી સતી હોઉં તો આ મંત્રીનો પથર હું કર ફેરવું કે તે પાછો તેના મુળરૂપે નર પણે થાજો. એમ કહી પથરને કરનો સ્પર્શ કર્યો કે પથરમાંથી જેમ નીંદ્રાવાળો માણસ નિદ્રામાંથી જાગૃત થતાં આળસ મરડી ઉભો થાય છે તેવીજ રીતે રતનસાર આંખો ચોળતો જાણે નિદ્રામાંથી જાગૃત થઇ કેમ ઉઠયો હોયની એમ દેખાવા લાગ્યો.

રત્નસાર નરરૂપે થયો કે તરત ચિત્રસેને ઘણાજ ઉછરંગથી રત્નસાર સાથે હાથ મીલાવી મળયો. ને ઉલટથી ગદગદીત સ્વરે કહ્યું કે હે મારા બાળ સ્નેહિ પરમપ્રાણ મિત્ર ધન્ય છે તુજને, તેં તારો મિત્રતાનો ધર્મ સંપૂર્ણ મારા પ્રત્યે બજાવી મને જીવતરૂપિ દાન આપ્યું છતાં ધિઃકાર છે મને કે તારા ઉપર વિનાકારણ કોપાયમાન થઇ તેં ના કહ્યા. છતાં મેં કદાગ્રહ કરી હઠ પકડી વાત કરવાનું કહ્યું, અરેરે

હું મિત્રદ્રોહિ થયો; ઉપકારના બદલામાં મેં તને પથ્થરરૂપે બનાવ્યો એમ કહી હર્ષનાં આંસુ લાવી રત્નસારને વળગી પડયો.

રત્નસાર—મહારાજા ! એમાં આપનો દોષ નથી કર્યાં કર્મ ભોગવ્યા વિના છુટકો થતો નથી માટે આ ઉત્તમ મનુષ્યભવમાં આપણી આત્માનું શાધન કરી મોક્ષ નગર જવાનો રસ્તો બતાવનાર જે ધર્મ તેનું આરાધન કરો શંસારના સુખવિલાસ ભોગવો.

આવાં મધુરમય પોતાના મિત્રના વચનો સાંભળી ચિત્રંસેન મહર્ષી ઘણોજ આનંદ પામી રત્નસારને પોતાના પ્રમુખ મંત્રીની પદવી આપી.

હે ચંદ્રશેખર ! આ પ્રમાણે ચિત્રસેન, પદમાવતી ને રત્નસાર મંત્રી અતિથી, અનાથ, સંત સુસાધુને તન મનથી દાન આપી સંતોષિ ભક્તિ કરતા આ સંસારમાં રહી અમલ ચેન કરવા લાગ્યા. છેવટે પોતાના ધર્મસેન નામના પુત્રને રાજ્ય સોંપી રાજ્યખટપટ છોડી પોતાના આત્માના કલ્યાણ સારૂ દાનાદિક ધર્મ કરી આ લોકમાં સુખ ભોગવી પરલોકમાં પણ સુખના ભોક્તા થયા. માટે દરેક મનુષ્યે પોતાના આત્માના કલ્યાણ અર્થે ધર્મમાં શ્રદ્ધા રાખી એક ચિત્તે જેમ બને તેમ ધર્મનું આરાધન કરવામાં તત્પર રહેવું આ મનુષ્યભવ પામ્યાનું સાર્થક છે.

આ પ્રમાણે વિજયસેન મહાત્માનો અત્યુત્તમ પાપને હણી આઠ કર્મ તોડી મોક્ષનગરનો રસ્તો દેખાડનાર ધર્મો-

પદેશ સાંભળી ચંદ્રશેખર વગેરે સભાજનો મહાત્માને વંદન કરી સ્વસ્થાનકે ગયા ને ધર્મ આરાધન કરતા પોતાના દિવસો સુખે કરી આનંદથી ગુજારવા લાગ્યા.

દુહા.

એક દિન રાજ કચેરીએ, બેઠા કુંવર નરેંદ;
નર એક આવી તિણ સમે, કહે નમિ પદ્મઅરીવંદ. ૧
હું છું પદ્મરથ રાયનો, ભૃત્ય નામ હરિદાસ;
પદ્મપુરીથી મોકલ્યો, વીકટ કામ તુમ પાસ. ૨
સદ્રુમ માલે ખેલતી, મૃગસુંદરી સખી સાથ;
અપહરી વ્યંતર ખેચરે, લઈ ગયો ગૃહી હાથ. ૩
ગામ વનાંતર શોધ વળ્યા, ન જડી શુદ્ધિ કયાંહી;
સાંઢ ચડી એક રાતમાં, હું આવ્યો છું આંહી. ૪

અચાનક પોતાની પ્રિયા મૃગસુંદરિના હરણની વાત સાંભળતાં જેમ કોઇ પારધી હરણને બાણના પ્રહારે કરી મારે તેવી રીતે વિયોગરૂપિ વજજરનો પ્રહાર ચંદ્રશેખરને લગતાં ઘણોજ કલ્પાંત કરવા લાગ્યો ને બોલવા લાગ્યો કે હું જેવા રાંક પુરૂષને ભાગ્યોદયના પ્રબળપણાથી રત્ન મળ્યું પણ અરેરે! હું તેનું જતન કરી સાચવી શકયો નહિ ખરે કહ્યું છે કે, ભોજન, શય્યા, આસન, રાજ્યરમણી, ને સુમી એટલાં જો આપણું સુનાં રાખીએ તો તેના અધિષ્ઠિત બીજા થાય એ વાત નિ:સંદેહપણે સાચી છે.

હાય! હાય! હવે શું કરૂં! કયાં જઉં! અરે પરમેશ્વર મે પુરવભવે એવાં શું પાપ કરેલાં હશે જેથી હરરખત

આવી રીતે હું મારી પ્રિયાના હરણ થયાનીજ વાત સાંભળી દુઃખિત થાઉછું અરે જીવ! હજી આમ કલ્પાંત કરવાથી કશું વળવાનું નથી. જેવી કરણી તેવી પાર ઉતરણી માટે શોચ કરવો નકામો છે માટે હવે તેની શોધ કરવા નિમિતે આપણે જઇ પતો મેળવી વિયોગના દુઃખનું નિવારણ કરવું એમ નિશ્ચય કરી કચેરિમાંથી પોતાના રાજમહેલમાં આવી પોતાની પત્નિ મદનમંજરી પ્રત્યે કહ્યું કે હે પ્રાણપ્યારી! તારી બેન મૃગસુંદરીનું કોઇ નીચ પુરૂષ હરણ કરી ગયો છે જેથી તેની શોધમાં મારે જવું છે તો હું જઉછું તમો સુખેથી અહિં રહેજો. એમ કહી પોતાની વિદ્યાના પ્રબળપણાથી એકદમ આકાશમાર્ગે થઇ જ્યાં જશોમતી જોગણી વિચારતાં હતાં ત્યાં આવી તેને નમન કરી મૃગસુંદરિના વિયોગથી દુઃખની વાત કરી.

જસોમતિ—હે નરેંદ્ર ચંદ્રશેખર! તમારૂં ચિત્ત તમો કોઇ પ્રકારે ઉદાસ કરશો નહિ. સાંભળો-મનોવેગ નામનો વિદ્યાધર પોતાની વિદ્યાનું સાધન કરવા નિમિતે ઠેકાણે ઠેકાણે પદ્મણિ સ્ત્રીની ખોળ કરતો હતો ત્યાં મૃગસુંદરિ તેના જોવામાં આવી, તેથી તેનું હરણ કરી આદ્ર નામના ગુફામાં લઇ જઇ રાખી તે પ્રત્યે બોલ્યો કે હે સ્ત્રી મારે વિદ્યાનું સાધન કરવું છે માટે તું નગ્ન થઇ મારી સન્મુખ ઉભી રહે. એટલે હું મારી વિદ્યા સાધી તને પરણી તારી સાથે સંસારસુખ ભોગવું.

મૃગસુંદરિ—હે વિદ્યાધર! જરા ધિરજ રાખ, વિચારી

બોલ. શું તારૂં મોત ઢુંકડું આવ્યું છે જેથી આવું અવિચાર્યું બોલે છે કે શું ! હે દુષ્ટ અનાચારી ! જાજા તારી મા અગર સહોદરાને નગ્ન કરી અહીં ઉભી રાખો, તારી વિદ્યા સાધી તેની સાથે પાણિગ્રહણ કરી સંસારનાં સુખ ભોગવ. અરે મુર્ખ ! મણિધરની મણિ લેવા કોણ હિંમત ધરાવે તેમ છે, ખરે કોઇ ધરાવે તેમ નહિ; તો હે કુલખપણ વિદ્યધર ! હું તો સતિ છું વળી મારા પ્રાણપ્રિય શિરછત્ર ચંદ્રશેખરને તેં નહિ જાણતા હોય. હે લંપટ ! તારા જેવાં હરણાં તો સીમમાં ઘણાંએ રઝળે છે, તેથી શું ! સિંહ ડરી જશે. માટે હે કામાંધ ! જરા વિચાર તો કર કે સતીઓ ઉપર નજર કરવાથી કોણ સુખ પામ્યું છે.

મનોવેગ—હે મૃગનયની ! રસિકમણી ! મનહરણી ! તારૂં ડહાપણ જાણ્યું હવે ક્યાં જવાની ! માટે વિચાર ! વિચાર ! ને કહ્યું માન.

મૃગાસુંદરી—અરે ! દુષ્ટ વ્યભિચારી ! આમ બેભાન શું થયો છે ! સમજ સમજ ! વ્યભિચારી પુરૂષનો કોઇ વિશ્વાસ કરતું નથી. વળી સઘળેથી તેને ગાળોરૂપી દાનની પ્રાપ્તી મળે છે. ચોરીની દંડકથા દંડાય છે, તેને યંત્ર, મંત્ર, વિદ્યા કોઇ પ્રકારે સફળ થતા નથી. તે મહા પાપ કરનારો હોય છે. તેથી અંતે ઘોર નરક ગતિનાં દુઃખ ભોગવનારો થાય છે. સાંભળ મહાદેવ જેવા દેવ છતાં પણ સ્વર્ગથી ન રયોનામાં આવ્યા. ઇંદ્ર અહલ્યા સંગે સહસ ભગના શાપનો ભોગી થયો કુળવાળુઓ સાધુ ગુરૂ દ્રોહી હતો, તે વેશ્યા

સંગથી છઠી નરકે ગયો. કુંડરિક સાધુએ હજાર વર્ષ પર્યંત જોગ લઇ તપસ્યા કરી. પણ એક રાત્રી સ્ત્રીનો સંગ કર્યો. જેથી નરકમાં ગયો. વ્યભિચારીની કરણી નઠારીજ હોય છે. તેનાં તપ, જપ, દાનાદી ફોકટ જાય છે, તેને માર તિરસ્કાર અને મોત એ તો વરી ચુકેલાં છે.

હે વિદ્યાધર! આપ પરસ્ત્રીનો સંગાથ કરવા ઇચ્છા ન કરો, વ્યભિચારી પદ ધારણ થતાં લોકોમાં હાંસીને પાત્ર થશો. માટે જીવને સાબીત રાખો તમારા વિદ્યાધરપણાની વટ જાળવો. યશ મેળવતાં જીંદગી વહી જાય છે. પણ યશને ગુમાવતાં પળ પણ લાગતી નથી. માટે અનિષ્ટકારી વાર્ત્તાનું ભજન યજન તજી દો.

મનોવેગ—હે મનમોહિની તે પરસ્ત્રી ગમન કર્ત્તાને કુશીલીઆ, કર્મહીણ અને દુરગતિમાં જનારા કેમ જાણ્યા પરસ્ત્રી ભોગવનારા સેંકડો સ્વર્ગ ભુવનના ભોગ ભાજન થયા છે. વૃતભંગ કરનારા મુનિઓ પણ મોક્ષને ભોગવનારા થયા છે જેથી તેના નામો અદ્યાપિ પર્યંત યશવંત રહેલાં છે. જો સદાશીવ કે જેને અઢારે વર્ણ પુજે છે. સ્તવે છે, તે પુત્રી ઓખાને જોઇ વિહ્વળ થયા તે દિવસથી ત્રીનેત્ર કહેવાંયા. લીંગપુજનની સ્થાપના થઇ, એમ લીંગપુરાણ પ્રતીતી આપે છે. કૃષ્ણચંદ્ર ગોવાળીઆ થઇ બત્રીસ હજાર ગોપીયો વરી મહીયારીના મહીં લુટયાં, વગેરે લીલા કરી જગતમાં પુજનીક થયા, એમ વિષ્ણુપુરાણ સિદ્ધ કરી આપે છે. પાંડુરાજાની સ્ત્રી કુન્તા કુંવાર છતાં સુર્યસંગથી કરણ આ-

ણાવળી પુત્ર થયો, છતાં સતી સુંદરી ગણાઇ છે. બ્રહ્માએ રસ્તામાં એક રીંછડી જોઇને મોહ પામી વિષય સેવન કર્યું તેથી રીંછ ઋષિ પેદા થયા. અને એજ બ્રહ્મા પુત્રીપર કુદ્રષ્ટિ કરી પ્રજાપતિ પદ પામ્યા છતાં પણ તેમને પરમેશ્વર પદ ધારણ કરયું તેથી આખુ જગત માને છે.

આ વાતની સાક્ષી બ્રહ્મ પુરાણ આપે છે. વળી! આદ્રકુમાર મુનીએ પુન: ઘર માંડી સંયમ ભંગ કર્યું છતાં તે મોક્ષ સુખ પામ્યા. નંદીખેણ મુનિવૃત ભાંગી વેશ્યાને ત્યાં બાર વરસ સુખ ભોગવ્યાં છતાં મોક્ષ રમણીના પતિ થયા. ચીલાત્રી પુત્રે કામાંવેશથી મોટી સ્ત્રી હત્યા કરી હતી છતાં આઠમે દેવલોક ગયો. વિદ્યાધર ચંદ્રશેખર પોતાની બેન સાથે ખરાબ ચાલ ચાલતો છતાં મોક્ષપદ પામ્યો.

મહારાજા ભરતે અંગાદેવી સાથે હજાર વરસ વિષય સુખાનંદ અનુભવ્યો, છતાં મોક્ષે ગયો. શશકમસકની બેહન ગજસુકુમાલીકા સાધ્વી એક સાર્થવાહની સાથે લાંબા વખત સુધી ઘર માંડી રહી છતાં દેવલોકમાં અવતરી.

આવા આવા મહાજનો દીવો લઇ કુવામાં પડેલા છે, અને વીર શિરોમણી છતાં ગળીઆ બળદ જેવા બની ગયેલા છે. તો તેની આગળ હું શું હિસાબમાં છું. ત્રણે જગતમાં કામદેવે કોઇને કોરા નથી મુકયા. તો જ્યાં વાયરેથી હાથી ઉડયા જાય. ત્યાં ડોસી પોતાની પુણીઓ ઉડતી લેવાને દોડે એ તદન મુર્ખાઇ ભર્યોજ પ્રકાશ ગણાય. તો હે. સુલુણી! વ્યભિચારના કરનારા તો શુભગતિમાંજ જાય છે.

માટે તારૂં કહેવું બધું મિથ્યા છે. તો મારી વાત હવે કબુલ રાખીશ.

મૃગસુંદરી—હે મનોવેગ! કદી સુર્ય પશ્ચિમમાં ઉગશે! સમુદ્ર મર્યાદા મુકી આપશે! તો પણ હું મારૂં શીયળ ખંડીત કરૂં તેમ નથી. છતાં તું તો મારા ઉપર વધારે વચનોરૂપી બાણના પ્રહાર કરીશ તો હું તને મારા સતીપણાના મંત્રથી કરી બાળી ભસ્મ કરી આપીશ, તો તારા મા બાપ રોતા રહેશે.

આ પ્રમાણે હે ચંદ્રશેખર! તારી પ્રાણ પ્યારી મૃગસુંદરી આવા સંકટ સમયમાં પણ પોતાનું મન દૃઢ કરી પંચ પરમેષ્ટીનું ધ્યાન ધરતી મનોવેગના ભયંકર ભયથી ડરી નથી.

આ સાંભળી ચંદ્રશેખર પોતાની વિદ્યાના પ્રયોગે કરી જશોમતી પાસેથી ચાલી એક પલકમાં તે ગુફાએ આવ્યો ત્યાં પોતાની પ્રિયાને નજરે જોઇ વિદ્યાધર પ્રત્યે ઘણોજ આક્રોશ કરી બોલ્યો કે, હે પાતકી! પરસ્ત્રી હરનાર, દુરાચારી, કનિષ્ટ, કામાંધ, સાંભળ! સાંભળ હવે તારો કાળ નજીક આવ્યો છે. તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર. હવે તને કોણ બચાવનાર છે, એમ બોલી ક્રોધાવેશમાં પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી મનોવેગની સામે યુદ્ધ કરવા લાગ્યો, અંતે મનોવેગ યુદ્ધમાં મરણ પામતાં ચંદ્રશેખરે પોતાની વિદ્યાના સંયોગથી એક રથ બનાવી તેમાં પોતાની પ્રિયા મૃગસુંદરીને બેસારી આકાશ માર્ગે થઇ પદમપુર આવ્યા.

આ ખબર પદમરથ રાજાને પડતાં તેઓએ પોતાના જમાઇને સામૈયું કરી ગાજતે વાજતે ગામમાં લઈ આવ્યા.

અહિં ચંદ્રશેખર પોતાની પ્રિયા સાથે રહી ગીત, ગાન નૃત્ય સોગટાંબાજી એવા અનેક પ્રકારના વૈભવ ભોગવતો સુખવિલાસ કરે છે.

દુહા.

એક દીન દંપતિ પરિકરે, પરવરીયાં વન માંહે;
કેલ કરતાં મોજશું, શીતળ વતરૂ છાંહે. ૧
મયુર કનકમય તીણે સમે, રમતો દેખી દુર;
મૃગસુંદરી મન મોહ્યું, બોલી આનંદપુર. ૨
મનમોહન મુજને દિયો, આણી એહજ મોર;
રમવા કારણ દિલ લહ્યું, એ મુજ ચિતનો ચોર. ૩
ચંદ્રશેખર તવ ચાલીયો, મયુર લેવાને કામ;
નાઠો મોર વનાંતરે, નૃપ પણ પુંઠે તામ. ૪
આંતરીયો તવ ઉડતાં, ઝાલ્યો મોર મહંત;
ઉપર અસવારી કરી, તવ ગગને ઉડંત. ૫
કુંવર વિચારે ચિત્તમાં, એહ કીશો ઉત્પાત;
જોઉં એ કીહાં જાય છે, એ પક્ષી કોણ જાત. ૬
વનગીરી ગામ ઓલંગીયાં, ક્ષણમાં કોસ હજાર;
યમુનાં નદ્ય જંગલિ લહી, નાખે તાસ મોઝાર. ૭
કુવર તરી કાંઠે જઇ, કરતો ચિત્ત વીચાર;
ખિણ સંયોગ વિયોગ મઇ, સુનધર કહે સંસાર. ૮
મથુરાપુરી દેખણ ગયા, તીહાં દેવ દેરાં નીહાલ;

પંચ અભીગમ સાચવી, વાંદ્યા જગત દયાળ. ૯
એક સજજન મુખથી સુણી, તીહું નાણી અણગાર;
મનોરમા વનમાં આવીયા, વંદન જાત કુમાર. ૧૦
વંદો નમી મુનિને સ્તવી, બેઠા ધર્મ સુણંત;
અવસર પામી વિનયથી એણીપેરે પ્રશ્ન કરંત. ૧૧

ચંદ્રશેખર—મહારાજ જેનાં પીછાં કનકમય શોભીતાં હતાં, વળી જેની ચાલ ઘણીજ ચતુર ને લટકાળી હતી. જેનાથી હું મોહ પામી તેના શીર ઉપર ચડયો તો મને બેઘડી ઘણોજ આનંદ પમાડી છેવટે આકાશમાં ચડાવી જમના નદીમાં નાંખ્યો એવો મોહિત કરનાર મોરરૂપે કોણ કોણ હતો કે જે ફરીને જોવામાં આવ્યોજ નહિ.

જ્ઞાની મુની—હે ચંદ્રશેખર! આ ભવથી તેરમે ભવે તું સુરપુર નામના શહેરમાં વસુદત્ત નામનો શેઠીયો હતો, તારે ચાર સ્ત્રી હતી તેમાં એક અણમાનેતી હતી; જેને તું નજરે પણ ન જોતો; તેથી તે હમેશાં દુઃખભર રાત્રિ દિવસ રોતી પોતાનું આયુષ્ય પુરણ ભોગવી મરણ પામી વ્યંતર દેવી થઇ છે તે ભવેભવ તમને નડતી આવી છે તેવીજ રીતે આ ભવમાં પણ તમને મૃગસુંદરી સાથે સુખવિલાસ ભોગવતા જોઇ પુરવના વૈરભાવથી તારા ઉપર ક્રોધયુક્ત થઇ મોરરૂપ કરી મૃગસુંદરિનો વિયોગ કરાવી તારો ઘાત કરવાના ઇરાદાથી તને જમુના નદી મધ્યે નાખ્યો, પણ તારા પુન્યના જોરથી તું જીવતો રહ્યો છે કહેવત છે કે રામ રાખે તેને કોધ ન ચાખે. માટે જો સુખ સંતતીની ઇચ્છા રાખતા હો

તો કોઇ દીવસ સ્ત્રી સાથે કંકાસ કરવો નહિ; લલના એ લક્ષ્મીનું રૂપ છે. જે પુરૂષ ઘરમાંથી સ્ત્રીને કહાડી મુકે છે. તે લક્ષ્મીને અપમાની કાઢી મુકે છે એમ નકી સમજવું પાછો તે લક્ષ્મી મેળવી શકતો નથી. જેથી દુઃખભર પોતાના દીવસો ગુમાવે છે. આ જગતમાં સુખના આપનારાં ત્રણ જણાં છે. એક તો સદ્‌ગુણી કુળને ઉજવળ કરી પ્રકાશિત કરનાર સપુત પુત્ર, બીજો સજ્જન હિતચીંતક મિત્ર, ત્રીજું સ્ત્રી સંબંધી સુખ, કે જેનાથી ઘર તરફની કોઇ પણ પ્રકારની ચિંતા રહેતી નથી. સ્ત્રીમાં હજાર દુષણો હોય તોપણ તેનો સજ્જન પુરૂષે તિરસ્કાર કરવો નહિ. એ શાસ્ત્રોક્ત પંડીત વાક્ય છે. કારણ કે કૃષ્ણ, રામ, બળદેવ, ભરત, બાંહુબળ એવા પુજનીક ને શુરવીર પુરૂષોની ઉત્પત્તી તેના વડે છે. વળી સ્ત્રી પતિને સારૂં સારૂં ખાવાનું આપી પોતે લુખું અનાજ ખાય છે. દુઃખની વેળાએ ભાગી નહિ જતાં સાથે રહી ધિરજ આપી શાંત કરે છે, છેવટે પતિના મરણથી પોતે તેની સાથે ચિતામાં બળી મરે છે, એવી જે સ્ત્રી તેને જો દુહવીએ તો તે હમેશાં બળતી રહે તો કુળ વૃદ્ધક સપુત પુત્રની પ્રાપ્તિ ન થાય તેમજ વેપારમાં પણ સ્ત્રીરૂપી લક્ષ્મિના કંકાસને લઇ, લાભ ન પામીયે જેથી હમેશાં દુરબળ સ્થિતિ ભોગવવી પડે. જે પુરૂષ પોતાની સ્ત્રી તજી પારકી સ્ત્રી સાથે પ્રિતિ કરે છે તેના ધનની, આબરૂની અને યશની હાની થાય છે. જેથી સર્વ રિદ્ધિસિદ્ધિ તેની નાશ થઈ જાય છે; માટે હે ચંદ્રશેખર! ભવ્ય અભવ્ય

જીવે પણ સ્ત્રીથી કંકાસ કરી તેને દુભવવી નહિ એમ શા-સ્ત્રમાં પણ પરમાત્માએ કહેલું છે.

સંસારમાં રહી પોતાના આત્માના કલ્યાણ અર્થે ધર્મ ઉપર દૃઢતા રાખી ધર્મ આરાધના કરવી એજ આ ઉત્તમ મનુષ્ય જન્મ પામ્યાનું ફળ સમજવું.

આવી અત્યુત્તમ ધર્મદેશના શ્રવણ કરી મુનિને વંદના કરી ચંદ્રશેખર આગળ ચાલ્યો. નદિ, સરોવર, ઝાડ વિગેરે વનમાં જોતા જોતા એક તરૂવર પાસે આવ્યો તો તેની ડાળે એક કનક રત્નેથી જેની મુઠ જડેલી છે એવિ અમુલ્ય તર-વાર ઝુલતી દિઠિ, આ જોઇ વિચારવા લાગ્યો કે આતે કોઇ વિદ્યાધર વનમાં ભુલી ગયો હશે કે કોઇ સુભટ મુકી નાશિ ગયો હશે એમ ચિંતવી આસપાસ તપાસ કર્યો પણ કોઇ નજરે ન દેખવાથી પાછો ત્યાં આવી ખડગ હાથમાં લઇ જોયું તો મોતિના હાર માફક ઝગઝગાટ કરવા લાગ્યું તેની ધાર સ્વેત તેલની ધારથી પણ અધિક હતી વળી તેના તે-જથી વિજળિ પણ સંતાઇ જાય તેવું તેનું તેજ ઝગમગતું હતું આ ઉત્તમ ખડગની પરિક્ષા કરવાના હેતુથી જેની ઘણિક વાંકી ડાળિઓ લપટાઇ ગઇ છે. જેનું મુળ ઘણી વ-ડવાઇના ગુચ્છા ભોંય સાથે મળી જવાથી વચમાં ચિંટાઇ રહેલું છે એવા તરૂવરમાં ચંદ્રશેખરે ખડગવતી ઘા કર્યો તો તેમાંથી રૂધિરની ધારા થઇ. આવો નવાઇ જેવો બનાવ જોઇ તે ઘણોજ અચંબો પામ્યો ને તપાસ કર્યો તો તે ઝાડના મુળ પાસે એક પુરૂષ માળા લઇ જાપ કરતો હતો તેના

મસ્તકમાં ખડગનો ઘા લાગવાથી તે મરણ પામ્યો તેનું આ રૂધિર નિકળે છે એમ નકિ થયું તેથી પોતે ઘણોજ પશ્ચાત કરવા લાગ્યો ને મન સાથે વિચાર કરવા લાગ્યો કે અરેરે મેં આ નિરપરાધિ પુરૂષનું વગર ગુન્હે મરણ કર્યું; હવે કેમ કરૂં એમ અફસોસ કરતો આગળ ચાલ્યો ત્યાં એક વડની ડાળે કોઇ નવયોવના વળગેલિ જોઇ વિચારમાં પડયો કે વળી આ શું!

આ તે કોઈ વિદ્યાધરની કુમારિકા હશે કે કોઇ વ્યંતર દેવની સ્ત્રી હશે કે ઇંદ્રની અપસરા હશે! જેનું તેજ ચંદ્રમાની કાન્તિ સરખું છે, એમં વિચાર કરતાં કરતાં તેની પાસે જઇ બોલ્યો.

ચંદ્રશેખર— દુહા.

કુંવર કહે સુણ સુંદરી, તું કોણ ઉતમ જાત;
ગામ નગર કિહા વાસ તુમ, કોણ વળી માતને તાત. ૧
શ્યે હેતે સરોવર તટે, વનતરૂ કુંજની વેશ;
નિર્ભય ઉભી એકલી, યોવન બાળે વેશ. ૨
મે તુજને વન દેવતા, જાણી આવ્યો પાસ;
ભુપગ દગ ચલ જોવતાં, મુજ્ઞ્અ જાતિ વિશ્વાસ. ૩
વળતું તવસા એમ ભણે, સુણ ઉત્તમ ગુણવંત;
મુળ થકી વીતકી કહું, સઘળો અમ વીર તંત. ૪

કુમારિકા—હે સદગુણી પુરૂષ! વૈતાઢય પર્વતનો દક્ષિણ દીશામાં વિજયપુર નામના શાહેરમાં હરીબળ કરી રાજા છે. તેને ગુણાવેળી નામની રાણી છે. રાણીને બે દીકરા ઉ-

પર આઠ પુત્રીઓ થઇ છે. તે એવી તો સ્વરૂપવંત છે કે જાણે અડસઠ સિદ્ધિ તે આઠ કન્યા એજ કેમ! વેચી લીધી હોયની! વળી સૃષ્ટી કરતા એ એકાંત વખતેજ સ્થીરતા રાખી કેમ ઘડી હોયની!એવી સુર્યના પ્રકાશને પણ ઝંખવાણો કરે તેવી રૂપાળીઓ છે. તેમાં ચંપકમાલા સૌથી મોટી છે. હવે હે રાજવંશી સમાન તમે સાંભળો. ચતુરસેન નામના ખેટરાજાને ચોવીશ કન્યા છે. વળી અાપુર નગરના ગગનગતિ નામના રાજાને પણ ચોવીશ કન્યા છે. ને જીતારી નામના રાજાને આઠ કન્યા છે. તેમાં સૌથી ચંદ્રાવળી મોટી છે. તેજ હું આ તમારી સનમુખ વાત કરૂં છું. એવી રીતે અમો ચોસઠ જણીની એક કચારી છે. તેમાં એક દિવસ ચંપકમાલાએ કહ્યું જે હે બેનો! આપણે ચોસઠ જણીઓને બાળપણાનો સ્નેહ છે. હવે જો આપણને જુદા જુદા વર મળશે તો આપણે સદાય ભેગીઓ રહી શકશું નહીં. જેથી આપણે ધર્મમાં દ્રઢતાવાળો, પુન્યવંત શુરવીર, બુદ્ધવંત, પ્રેમ નભાવે તેવા ઉત્તમ પુરૂષ સાથેજ આપણે બધીઓએ પાણી ગ્રહણ કરી આ સંસારમાં ગ્રહસ્થાશ્રમ ચલાવવો. ને હમેશાં સાથે રહી આનંદ વિલાસ કરવો. એવો એકમત કરી અમો વનમાં જલક્રીડા કરવા ગયા. પાછળથી હરીબળ રાજાને શંખપુરીના રાજા મણીચુલે પોતાનો દુત મોકલી કહેવરાવ્યું કે! તમારી આઠ પુત્રીનું પાણી ગ્રહણ મારી સાથે કરાવો. આ સાંભળી હરીબળરાજાએ દુતને કહ્યું કે, અમારી દીકરીઓ ઇચ્છા વર વ-

રવાની છે, માટે તમારૂં માગુ કબુલ થાય તેમ નથી તેથી દુતે કહ્યું લડાઇ કરવા તૈયાર થજો. એમ કહી દુતે શંખપુર મણીચુલ પાસે આવી સર્વ હકીકત નિવેદન કરી. તેથી મણીચુલ ક્રોધાયમાન થઇ હરીબળ રાજા ઉપર ચડી આવ્યો સામસામું યુદ્ધ થયું તેમાં હરીબળ હાર્યો. તેથી મણીચુલે તેને કેદ કરી પકડી લઇ જઇ કારાગારમાં રાખ્યો.

એક દિવસને સમે વિજયપુર શહેરમાં કોઇ મહન્ત ચૈદવિદ્યા ગુણજાણ જ્ઞાની તપસ્વી જોગીરાજ પધારેલા તેને વંદન કરી ગુણાવળી રાણીએ મહારાજને પુછયું કે, મારી આઠ પુત્રીનો કયો ભાગ્યવત રાજકુમાર ભરથાર થશે તેમજ મારા પતિને શત્રુના કબજામાંથી કોણ છોડાવશે.

ગુરૂ—હે રાજ્ય રાણી! તમો સ્થિરજથી સાંભળો, તમારા વિદ્યા વિહુણા બંને પુત્રો ચંદ્રોદય નામની વિદ્યાનું સાધન કરવા વનમાં જશે ત્યાં તેનો ઘાત થશે તે ઘાત કરનાર પુરૂષ તારી પુત્રીનો સ્વામી થશે. વળી તેજ તારા પતિને શત્રુના હાથમાંથી મુકત કરી તમારૂં રાજ્ય પાછું અપાવશે.

આ સાંભળી ગુણાવળી ખીણુ થતી હર્ષભેર પાછી ઘેર ઘેર આવી.

હે સજ્જન પુરૂષ! અમે ચોસઠ જણીઓ વનમા ક્રીડા કરી કામદેવના મંદિરમાં અમારા વસ્ત્રાભુષણ ઉતારી સરોવરમાં સ્નાન કરવાં ગયાં. પાછળથી અમારાં વસ્ત્રાભુષણ કોઇ ઉત્તમ પુરૂષ લઇ લીધાં. અમે સ્નાન કરી પાછા આ-

વ્યાં ત્યારે તેણે અમને પાછાં આપ્યાં તેથી અમે તેને રત્ન મય ખડગ તથા એક કંચવો ઇનામમાં આપ્યો ને પુરૂષની આકૃતિ તમારા સરખીજ હતી, તેથી અનુમાન થાય છે કે તે તમોજ હશો.

ચંદ્રશેખર—હે સ્ત્રી તું ભુલી ગઇ, આ ભુમંડળ ઉપરે એક સરખા નમુનાના ઘણાએ માનવી થાય છે. હું નહી હતો.

ચંદ્રાવળી—હે પુરૂષ હશે? હું ભુલી હવે ચંપકમાળાના બંને ભાઇ ચંદ્રોદય નામનાં વિદ્યાનું સાધન કરવા આ વનમાં રહે છે, મનોવેગ પદમણી સ્ત્રી લાવી ગુફામાં વિદ્યાનું સાધન કરે છે. વાયુવેગ આ વડની વડવાઇ વચ્ચે મુળમાં બેસી વિદ્યા સાધે છે. તે છ માસે સંપૂર્ણ થશે. તેની સભાળ રાખવા હું આંહી રહી છું. આ સાંભળી ચંદ્રશેખર ચિંતવવા લાગ્યો કે? એ બંને પુરૂષને તો મેં મારી નાખ્યા છે, એમ ચંદ્રાવળીને ત્રિરજથી કહ્યું ને બોલ્યો કે, હે રસિક સુંદરી? મુનિનાં વચન ખોટાં હોયજ નહી. એ સત્યજ હોય.

ચંદ્રાવળી— દુહા.

ખિન્નભર ખેદ ભરી થકી, આવી તે તેણી વાર;
વિખમી કર્મ તણી ગતિ વિખમો આ સંસાર, ૧
કુંવર વદે સુણ સુંદરી, મધરો મનમાં ખેદ;
જ્ઞાનીનું દીઠું હુવે, તિહાં નાહું કાંઇ વિભેદ. ૨
સા કહે ઉત્તમ નર તમે, રહો જયો ત્યહાં ખિન્નમંત;
ચંપકમાળાને જઇ, સંભળાવ્યું વીર તંત. ૩

જો તુમપર રાગી હશે, તો વેગે ધજ રકત;
ે.હિર ઉર્દ્ધ હુલાવશું, પિત્ત ધજા એ વીરકત. ૪
રહે જ્યો રકતે થીર થઇ, પિત્તે જાજો દુર;
એમ સંકેત કરી ગઇ, ચંપકમાળા હજુર. ૫

આવી રીતે ચંદ્રશેખર સાથે ચંદ્રાવળી બે ઘડીનો વાયદો કરી ગઇ જેથી ચંદ્રશેખર ત્યાં આગળ વિશ્રામ લેવા બેઠા ને ઉંચા ટેકરા ઉપર ચડી જોવા લાગ્યો તો પીળી ધજા હાલતી દિઠિ તેથી મનમાં જાણ્યું કે સ્ત્રીઓ વિરકતજ હોય છે તેનો ભરૂસો રાખવો યોગ્ય નથી એમ ધારી ત્યાંથી આગળ ચાલ્યો ત્યાં એક સરોવર આવ્યું તેમાં જળ પી સાંજનો વખત પડવાથી ત્યાંજ રાત્રિ રહ્યો. સુર્યોદય થતાં ચંદ્રશેખર જાગૃત થઇ જુએ છે તો ત્યાં ઘણાજ સુભટોનો હય, ગય સહિત પડાવ જોવામાં આવ્યો. તેથી કુમારે તેને પુછયું તમે કોણ છો? કયાં રહો છો ને કોના માણસ છો!

અમે વૈતાઢય પર્વતના કુસુમપુરી અને વીમળાપુરીના રહિશ છીએ અમારા રાજાનું નામ રત્નચુડ, ને કનકચુડ છે. અમે તેના સૈન્યના લશકરી સિપાઇ છીએ. અમારા બંને રાજાને શ્રીમતિ ને ધીમતિ નામની પટરાણીઓ છે તે મહા રાણીઓને છસોછત્રીસ પુત્રીઓ છે. તેની યોવન અવસ્થા થવાથી અમારા રાજા તેના લાયક વિદ્યાવાન ને સદ્દગુણી તેના સરખી જોડીનો વર શોધવાની તજવિજ કરતા હતા તેવા અવસરને વિષે કોઇ. ત્રણ કાળના જાણ જ્ઞાની પુરૂષ. ત્યાં આગળ આકાશમાર્ગેથી ઉતરી શહેરમાં પધાર્યા. તેથી

અમારા મહારાજા ઘણા હર્ષવંત થઇ તેમને વંદન કરવા ગયા ને વંદન કરી પૂછયું કે હે મહાત્મા ! અમો બને સહોદરની કન્યાનો પતિ કોણ થશે તે કેવી રિતે મળશે અને અમે તેને કેમ ઓળખશું ?

જ્ઞાની ગુરૂ-હે વિદ્યાધર ભુપતિઓ ! દેવાટવી નામના વનમાં સરોવર પાસે બત્રિસલક્ષણો પુરૂષ મહા સુદ ૫ ની રાત્રિએ સુતો હશે તે બહુ વિદ્યાવાન છે વળી ત્રણ ખંડનો રાજકર્ત્તા થવાવાળો છે એવો પૃથ્વી ઉપર રહેનારો તમારી પુત્રીનો પતિ થશે.

ગુરૂરાજ પાસેથી અમારા રાજાએ આ વૃત્તાંત સાંભળી અમોને અહિં તપાસ કરવા રાખ્યા છે આજે પંચમીનો દિવસ છે ગુરૂના વચન પ્રમાણે તમોજ તે પુરૂષ છો એમ તમારી આકૃતિ ને ચાતુર્યતાથી અમો સમજી ગયા જીએ માટે હવે ચાલો એમ કહી ચંદ્રશેખર પાસે અશ્વ ધર્યો તે ઉપર અશ્વારૂઢ થઇ સુભટો સહિત રત્નચુલ ને કનકચુલ પાસે આવ્યો. બંને રાજાઓ પોતાની પુત્રીઓનું પાણીગ્રહણ તેની સાથે કરાવી ઘણાજ આનંદ પામ્યા. તેમાં રસમંજરી, ગુણમંજરી સૌથી મોટીઓ ગણાવા લાગી. ચંદ્રશેખર રાજકુમાર અહીં આગળ પોતાની છસોછત્રીસ પત્નીઓ સંઘાતે સુખ ભોગવતો નૃત્ય, નાટારંગ જોતો ધર્મધ્યાન કરતો થકો રહે છે. વિનયથી વેરી પણ વશ થાય છે એ વાકય મુજબ ચંદ્રશેખરે પોતાના બંને સસરા પાસેથી પશુને મનુષ્ય કરવાની, મનુષ્યને પશુ કરવાની એવી અનેક પ્રકારની

એકહજાર વિદ્યાઓ વિનયથી લઇ પોતાની સ્ત્રીઓને ત્યાં રાખી પોતે દેશાટન કરવા નિમિતે ત્યાંથી આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં એક મોટા અરણ્યમાં આવ્યો ત્યાં રાત્રી પડી જવાથી રાત ગુજારવા સારૂ આસપાસ ફરી તપાસ કરતો હતો ત્યાં એક ભૈરવનું મંદોર દીઠું તેથી ત્યાં આવી રાત્રિ રહ્યો. પ્રભાતે ઉઠી ચાલતાં એક વડ નિચે ચાર જોગિએ.ને તપશ્ચા કરતા જોયા. તેથી ત્યાં જઇ તેમને વંદન કરી ધર્મકથા શ્રવણ કરી પુછ્યું કે હે ગુરૂરાજ ! લઘુવયમાં વૈરાગ્ય પ્રાપ્ત થવાનું શું કારણ બન્યું છે તે કહેશો ?

મુનિ — દુહા

મુનિ કહે આ સંસારમાં, વિરૂઆ વિખય કખાય;
રાગ વિવશ જગ જીવડા, ચિહુ ગતિમાં રોળાય. ૧
કુંજર ફરસેંદ્રિય વશી, બંધન પામે દિન;
ગજ પણ અજ સરિખા હુવે, મરે રસનાએ મિન. ૨
ભ્રમર સુગંધી કમળથી, નયને જલત પતંગ;
હરણા મરણ શ્રવણેંદ્રીએ, એક એક ઇંદ્રી પ્રસંગ. ૩
પાંચે ઇંદ્રી વશ પડ્યા, તેહની શી ગતી હોય;
કામ વીવશથી વેગળા, સુખીયા જગમાં સોય. ૪
શીયળવંતી શિયળે સતી, સુણતાં તસ દ્રષ્ટાંત;
ભવ તજી સંયમ વરી, આવશે અંમ વૃતાંત. ૫

## શીયળવંતી સતીની વારતા.

મુનિ—હે રાજપુત્ર નંદપુર નામના શહેરમાં અરિમરદન નામનો રાજા રાજ્ય કરે છે. તે શહેરમાં રત્નાકર નામનો શેઠ રહે છે તેને અજીતસેન નામનો પુત્ર છે. તે મંગળાપુરી શહેરના દત્ત શેઠની પુત્રી શીળવંતી સાથે પરણેલો છે આ શીલવંતી સ્ત્રીની ચોસઠ કળામાં પ્રવીણ શાસ્ત્રકળામાં કુશળ, સ્ત્રીધર્મની અનુભવી, ચૌદ વિદ્યાએ સંયુકત તેથી જળચળ પંખી પશુઓની વાચાનું તે જ્ઞાન છે. હવે એક દિવસ મધ્ય રાત્રીએ શીયાળની વાચા સાંભળી તેથી એક દમ ઉઠી પોતે પતિને ભરનિંદ્રામાં સુતો મેલી પાણીનો ઘડો લઇ શીયાળના સુર તરફ ચાલી. તે તેના સસરાએ દીઠી. ઘણીવારે પાછી તે એમની એમ ઘરે આવી. તેથી શેઠે પોતાની સ્ત્રીને વાત કરી કે અજીતસેનની વહુ તો ખરાબ ચાલની છે. તે પર પુરૂષ સાથે ચાલે છે આજે મધરાત્રે ગઇ હતી તે પાછી એક પહોર પછી ઘરે આવી. આ સાંભળી શેઠાણીએ કહ્યું કે હે સ્વામી હુશ ઘરનું છીદ્ર પ્રકાશવું નહિં. તેનાં કર્યાં તે ભોગવશે! માટે આ વાત કોઇ પાસે કરશો નહિં. હવે શેઠે પોતાના પુત્ર પ્રત્યે કહ્યું કે હે પુત્ર! તારી સ્ત્રી તો વ્યભીચારણી છે તે કુળ મર્યાદા મુકી સ્વચ્છંદપણે અનાચાર કરે છે તે મેં આજરાત્રે નજરે જોયું. માટે તું તેની પ્રત્યે સ્નેહ કરીશ નહીં. આવી રીતે પોતાના પુત્રને પણ કહ્યું છતાં શેઠને બાહુ વિચાર થવા લાગ્યા કે આ સ્ત્રી આપણા બાપદાદાની આબરૂને કલંક લગાડશે, માટે તે

ના માવતરમાં તેને મુકી આવીએ તો સારૂ. એમ વિચારી પોતાના પુત્રની સ્ત્રીને કહ્યું કે આજે તમારા બાપને કાગળ આવ્યો છે તેમાં એની મા બહુજ માંદાં છે. માટે અમારી દીકરીને તમે તરત મોકલજો એમ લખે છે તો ચ.લો હું તમોને ત્યાં આગળ મુકી આવું આવું સસરાનું વચન સાંભળી માતાને થળવાના હેતુથી રથમાં બેસી બંને જણ આગળ ચ લ્યાં રસ્તામાં મોટી નદી આ.વતાં રથમાંથી બંને હેઠાં ઉતર્યાં, એટલે શેઠે કહ્યું કે હે વહુ! દીકરા તમે મોજડી કરમાં લઇ નદી ઉતરજો નહી તો મોજડી બગડી જશે એ:મ કહ્યા છતાં ન મા ાતાં વહુ તો પગમાં મોજડી પહેરી નદી ઉતરી. રથમાં બેસી આગળ ચાલવા માંડયું ચાલતાં, ચાલતાં સાંજ પડવાના વખતને થોડી ઘણીવાર છે. તે અરસામાં એક શહેર નજરે દેખાણું તેથી દીકરાની ઓરતને કહ્યું કે સાંજ થવાનો વખત છે માટે આંહી રાતવાસો કરીએ. શીયળવંતીએ સસરા પ્રત્યે કહ્યું હે સ્વસુર? આવા ઉજડ ગામમાં આપણાથી રાત્રી કેમ રહેવાય આગળ ચાલો વસ્તીવાળા શહેરમા રજની ગુજારશું. આવા જવાબથી રત્નાકર શેઠ વિચ રવા લાગ્યા કે આ સ્ત્રીને તો હિત શિક્ષા આપીએ તો ઉલટી કલેશકારક થઇ પડે છે માટે એવી દુષ્ટ મતિની સ્ત્રીને આપણે કાંઇ કહેવું નહિં. એમ ધારી આગળ ચાલતાં એક પચાસેક ઘરની વસ્તીવાળું એક ગામડું આવ્યું ત્યા તરૂવરની શીતળ છાયા નીચે રાત્રી રહેવાને વિચાર કરી રથ ઉપરથી નીચે ઉતરી બેઠાં તે અ-

રસામાં કુવા ઉપર પાણી ભરવાને સ્ત્રીઓ આવી હતી. તે માં શીયળવંતીના મામાની દીકરી હતી. તેણે શીયળવંતીને જોઇ તેથી ઘરે આવી પોતાના બાપને કહ્યું તેથી શીયળવં તીનો મામો ઝાડ નીચે આવી પોતાની ભાણેજને ઘર આ- ગળ તેડી આવી તેની આગતાસ્વાગતા કરી.

દુહા.

મામો મામી હરખસ્યું, શીયળવંતીને દેખ;
ભક્તી કરે નવ નવ પરે, શેઠની વળી વિશેષ. ૧
ભાણેજને પુછતો, પીયર ઘરે કેમ જાત;
શા કહે મુજ માતા રૂજા, કાંત સુણી મેં વાત. ૨
સો કહે મિથ્યા વાત છે, પણ મળો જઈ ઉછાંહી;
પાછા વળતાં આવવું, મુજ સંભારી આંહી. ૩
શીયળવંતીને સાંભળી, કરતી ચિત્ત વિચાર;
સતની વાત વિલોકીને, કપટ રચ્યું નિરધાર. ૪
સાચી પણ અવસર વિના, વાતે કરી વીખાય;
જીમ સલ્યા સાગર તરી, ગીત કપીગણ ગાય. ૫
ઉઠી પ્રભાતે ચાલીયાં, મીલણાં કરે સસનેહ;
માતુલ વોળાવી વળ્યા, પંથ ચલંતા તેહ. ૬

હવે શીયળવંતી રથમાં બેઠી એટલે રથ હાંકયો ચાલતાં ચાલતાં રસ્તામાં એક મગનું ખેતર આવ્યું તે જોઇ શેઠ બોલ્યા કે આ ખેતરમાં મગ બોળા થયા છે. ત્યારે શીયળ વંતી કહે એ ખેતરમાં મગ તા ફોતરા થાય તો છે એમાં તો ધાનની કુળ થશે આવાં વચન સાંભળી રત્નાકર શેઠ મન

ને કહે ખરેજ! આ વહુ તો અવળીજ છે એમ ચિંતવતા આગળ ચાલતાં જેના સરીર પછવાડે ખડગના ઘણાજ ઘાવાગેલા છે એવો પુરૂષ જાતો જોઇ શેઠ કહે આ કોઇ સુભટ પુરૂષ જાય છે. ત્યારે શીયળવંતી કહે એતો કાયર પુરૂષ લાગે છે. એમ કરતાં ચાલતાં એક વડ નીચે રથને શીતળ છાયા જોઇ હાંકયો એટલે શીયળવંતી રથમાંથી ઉતરી તાપમાં પગે ચાલવા લાગી. એટલામાં એક હંસલીને રમતાં દીઠી એટલે શેઠે કહ્યું કેવી રમતી ફરે છે ત્યારે શીયળવંતી બોલી એતો શોકથી રોતી ફરે છે તેટલામાં એક પુરૂષ આવતો જોઇ શેઠ બોલ્યા કે આ કેવો સ્વરૂપવંત જુવાન પુરૂષ આવે છે શીયળવંતી કહે એ પુરૂષ નથી પણ હે સસરાજી તેતો સ્ત્રી છે ને તેણે પુરૂષનો પોશાંગ પહેરેલો છે એમ ચાલતાં ચાલતાં એક ગામના પાદર પાસે કુવા પાસે આવ્યાં ત્યાં આગળ ચકલી ચકલો બોલતાં હતાં તેથી શેઠ કહે કેવાં તે સુંદર બોલે છે સીયળવંતી કહે હે સસરા! આપ કાંઇ સમજતા નથી ને શું જુઠેજુઠું જ બોલ્યા કરોછો. તે પણ શોકના પ્રભાવથી બને રૂદન કરે છે.

આવી રીતે વહુ સસરો વિવાદ કરતાં ચાલ્યાં જાય છે પોતાના પિયરનું ગામ હવે અહુંથી ચાર કોષ દુર રહ્યું જાણી એક લીંબડાના મોડા ઝાડ નિચે છોડી ત્યાં ભોજન કરવા સારૂ શેઠ લિંબડાના ઝાડ નિચે બેઠા ને વહુ છેટે જઇ બેઠી ત્યાં એક વાયસ ( કાગડો ) મધુર સ્વરે બોલ્યો. આ સાંભળી શિયળવંતિ બોલી કે હે ભાકુલી! મને પંખી પં-

હુના વચનોથી સુખને બદલે દુઃખ થાય છે. જો કે શિયા-યાળનું વચન મેં માન્યું તો મને મારા કંથનો વિયોગ થયો હવે જો હું તારાં વચનો માન્ય કરૂં તો મારા પુરણ ભોગજ મળે એમાં કાંઇપણ શંકા જેવું નથી.

આ સાંભળી રત્નાકર શેઠે શિયળવંતીને પુછયું કે હે વચ્છ! આ વાયસની જાત શું કહે છે શિયળવંતી બોલી કે હે સસરાજી! સાચું બોલવાથી દુઃખ ઉત્પન્ન થાય છે; કુડ કપટ ને છળભેદવાળાને જુઠા વચનો ઉપર વધારે પ્રતીત આવવાથી તેઓને જુઠુંજ ગમે છે શેઠે કહ્યું જુઠું ન બોલતાં સાચી વાત કરો.

શિયળવંતી—હું લઘુવયમાં વિદ્યાભ્યાસ કરતી તે વખતે ગુરૂ પાસેથી વિનયે કરી મેં પશુ, પંખીની વાચા સમજી શકાય તે વિદ્યા ગૃહણ કરી છે તે ઉપરથી હુ પશુ પંખીની વાચાને સમજી શકુછું; આ કાકપક્ષી, હે સસરાજી! એમ કહે છે કે જો તું મને જરા ખાવાનું આપ તો હું તને દશ લાખ સોનામહોર બતાવી આપું. આ સાંભળી શેઠે કાક-પક્ષીને ખાવા આપવાનું શિયળવંતીને કહ્યું; તેથી કાકને પોતા પાસે જે કંઇ ખાવાનું હતું તેમાંથી આપ્યું એટલે તેણે કહ્યું કે તરૂવર નીચે સોનામહોરનો ચરૂ દાટેલો છે; આ સાંભળી શિયળવંતીને પૂછયું કે શું! આ વાત તમો કહોછો તે સાચી હશે! ત્યારે શિયળવંતી કહે શાસ્ત્રની વાત કોઇ દિવસ અસત્ય હોયજ નહિ. શેઠે આવો પ્રત્યુત્તર સાંભળી તે ઝાડ નિચેની ભૂમિકા ખોદિ તો દશલાખ સો-

નામહોર ભરેલો ચરૂ નિકળ્યો. શેઠ તો પોતાને દશલાખ સોનામહોરની પ્રાપ્તિ થવાથી ઘણાજ રાજી થયા ને હર્ષવંત થઇ રથ જોડિ પાછો પોતાના ઘરના રસ્તા તરફ હાંકવો શરૂ કર્યો તેથી શિયળવંતીએ પુછ્યું કે હે સસરાજી! મારા માવતરનું ગામ હવે નજીક છે છતાં રથ પાછો આપણા ઘર તરફ કેમ હાંકવા માંડયો?

રત્નાકર—હે સુકુળવધુ! મારામાં ઘણોજ વાંક આવ્યો છે તે મ ફ કરજો; હું બધી હકિકત આપણે ઘરે પોચ્યાપછી કહીશ. તમે તો અમને સુખી કર્યા છે. તમે તો લક્ષ્મીરૂપ છો; તમે જો તુષ્ટમાન થાઓં ને જે આપો તે પૃથ્વીનો ધણી રાજા પણ આપવા સમર્થ નથી. માટે મારો અપરાધ ક્ષમા કરજો એમ કહિ શિયળવંતીને રથમાં બેસાડી ત્યાંથી ચાલી સુખેથી ઘર આગળ આવ્યાં.

દુહા.

નિજ પત્ની સુત આગળે, શેઠે કહિ સવી વાત;
હરખ્યાં વળી સુખિયાં થયાં, સતિયપણે કરી ઘાત. ૧
અવસર પામી પૂછતાં, નિશીથ સમય કિહાં જાત;
જળમાં પહેરી મોજડી, નગરને ઉજડ ખ્યાત. ૨
ગામને નગર તેં કિમ કહ્યું, ખેત્રે મગ નહિ થાય;
સુભટને કાયર કિમ કહ્યો, શિતળ છંડી છાંય. ૩
રોતી હંસી કિમ કહી, નરને કેમ કહી નાર;
ચકવા ચકવી રોવતાં; તરૂતલ તજત અહાર. ૪
એ એકાદશ પ્રશ્નનો, ઉત્તર આપો સાર;

પંડિતને પુછયા વિના, પામે ન તત્વ વિચાર. ૫
એમ સુણી સતી સાસુને, સસરો કંત સુજંત;
મુળ થકી વિવરો કરી, કહેતી હર્ષ ધરંત. ૬

શીયળવંતી—હે સાસુજી ! મારા સસરાજી બહુજ ભોળા દિલના છે. સાંભળો કુળવંતી મહાસતી રાત્રે રાનમાં જાય નહીં, વળી હજારો પુરૂષ સંઘાતે રયણીએ સતી કદી એકલી જાય તો પણ શું થયું ! જેનું દિલ પોતાના હાથમાં હોય તો પછી તેનું કોણ નામ લેઇ શકે ! ખરે કોઇ પણ તેને બોલાવી શકે નહિં. તે પ્રમાણે મારૂં દિલ મારા કબજામાં રાખી તમોને સુખી કરવાના ઇરાદાને લઇ હું રાત્રીને સમે શીયાળ બોલ્યો કે નદીમાં મડદુ તણાતું જાય છે તેની કેડે ઘણો દાગીનો છે તે સાંભળી એક ઘડો લઇ આપણા ઘર આગળથી ચાલી નદી કાંઠે આવી તો નદીમાં મડદુ તણાતું જતું દીઠું તેથી ઘડાવડે નદી તરી તણાતું મડદુ કાંઠા ઉપર લાવી મુકયું તેની કેડે હીરા માણેકથી જડેલા કનક ભુષણો હતાં તે લઇ હું આપણે ઘરે આવી મડદુ શીયાળ લઇ ગયો. તે ભુષણો શીયળવંતીએ પોતાની સાસુને આપ્યાં. તેથી રત્નાકર શેઠ તો હર્ષ પામ્યા ને બોલ્યા કે ખરે! વહુ તો આપણા કુળને ઉજ્વળ કરી શોભાયમાન કરે તેવી છે. અરેરે ! આ મહા સતીને મેં પાપીએ ખોટું આળ ચડાવ્યું ખરેખર ! ઘરમાં બધાં માણસો ગમારજ છે 'સસરાનાં આવાં નૃમતા ભરેલાં વચનો સાંભળી શીયળવંતી મધુર વચને બોલી કે હે ! પિતા તુલ્ય સસરાજી એમાં

તમારો કાંઇ અપરાધ નથી ભાવી પ્રમાણે થાય છે સાંભળો હું ને તમો રથમાં બેસી મારા માત પિતાના ગામ તરફ રવાના થયાં રસ્તામાં નદી પુરજોસમાં બેકાંઠા વચ્ચે ચાલી જતી હતી તેથી આપણે રથમાંથી ઉતર્યા તે વખતે મારા પગમાં મોજડી હતી તે આપે કાઢી નાખવાનું કહ્યું છતાં હું પગમાં પહેરી નહિ ઉતરી તેનું કારણ મોજડી પગનું રક્ષણ કરવા સારૂ પહેરવામાં આવે છે; હવે નદીમાં પાણી ઘણુંજ હતું તેમાં નિચે કાંટા, ઝાંખરાં વિગેરે હોય તે પગમાં વાગે તો પછી મોજડી શું કામની? એમ જાણી મેં પગમાંથી કાઢી નહિ. વળી આગળ ચાલતાં એક મોટું શહેર આવ્યું તેમાં રાત્રિવાસો રહેવાનું આપે કહ્યું પણ હે સસરાજી! તે શહેરમાં આપણું કોઈ સંબંધી કે સગુંવહાલું નહોતું જેથી આપણે મન તો ઉજડજ ગણાય કેમકે ત્યાં આપણને લુણ જેવી હલકી કિમતની વસ્તુ પણ માગી મળે નહિ તેથીજ મેં તેને ઉજડ કહ્યું હતું. ત્યાંથી આગળ ચાલતાં એક ગામડું આવ્યું તેમાં મારાં મોસાળ હતાં તેથી તેને મેં શહેર કહ્યું. કારણ કે જ્યાં આપણને સુખ મળે તે શ્રેષ્ઠ ગણાય. પછી તે ગામડું હોય કે શહેર હોય. ત્યાંથી ચાલતાં રસ્તામાં મગનું ખેતર આવ્યું તે ખેતરનો ધણી આળસુ ને મુરખ હતો કારણ કે મગની શીંગો ફોલી પંખીઓ મગ ચણી ગયાં હતાં તે ફોતરાંની શીંગો પોલી ઉભી હતી, તેથી મેં કહ્યું કે તેમાં ફોતરાં થશે ને ધાનની ધુળ કહી. રસ્તામાં એક માણસને જુઠે ઘા વાગેલા હતા એટલે મેં તેને અમર

કહ્યો કારણ કે શુરવિર હોય તો તેને આગળ ઘા વાગેલા હોય. વડ નિચે હું ન ચાલી તેનું કારણ-વડ ઉપર વાયસ બેઠા હોય ને તેની વિષ્ટા જો સ્ત્રીના મસ્તક ઉપર પડે તો તેનો પતિ ખટમાસમાં મરણ પામે જેથી હું તાપમાં ચાલી હંસલિ હંસના વિયોગથી કરીને રૂદન કરતી હતી તેથી મેં કહ્યું જગતમાં વિયોગરૂપિ દુઃખ બહુજ ભુંડું છે કોઇ પુરૂષ રૂપે રસ્તામાં ચાલ્યો આવતો હતો તેને મેં સ્ત્રી કહી તેનું કારણ સ્ત્રી વામ પગ પહેલાં ઉપાડે ને પુરૂષ પહેલાં જમણો પગ ઉપાડે. આ પૂરૂષ પહેલાં વામ પગ ઉપાડતો હતો તેથી મેં તેને સ્ત્રી કહિ ચકવીને પોતાના બાળકનો રાત્રિનો વિછોહ પડવાથી તે વિયોગરૂપી શોકથી રોતિ હતી. વળી હું લિં-બડાના ઝાડ નીચે ન બેઠી તેનું કારણ તે ઝાડમાં પન્નંગનું ઘણે ભાગે રહેઠાણ હોય છે તેથી કોઇ વખત જીવની ઘાત થવાનો વખત આવે જેથી હું લિંબડાના તરૂ નિચે નહી બેસતાં દુર બેઠી આ પ્રમાણે શિયળવંતીએ સાસુ સસરાને તથા કંતને અગિયાર પ્રશ્નોના આવા અમુલ્ય અત્યુત્તમ પ્રત્યુત્તર સાંભળી બધા ઘણાજ હર્ષ પામ્યા ને શિયળવંતી ઉપર બહુ પ્રેમ રાખવા લાગ્યા તેનો પતિ પણ શિયળવં-તીના પ્રત્યે અત્યંત આશકત બની તેના પ્રેમમાં લુબ્ધ બની પોતાના દિવસો સુખચેનમા કાઢતો હતો આ અરસામાં તેજ શહેરના અરિમર્દન નૃપતિનો પાંચસેં મંત્રિમાં મોટો પ્રમુખ મંત્રી મરણ પામવાથી પ્રમુખ મંત્રિની પદવીને લાયક આ અજીતસેનને જાણી તે પદવી રાજાએ અજીતસેનને આપી. રાજ્યના બધા અધિકારી તેને સોંપ્યા.

એમ કરતાં કેટલાક દિવસ વિત્યાપછી સીંહુસામંતને જીતવા સારૂ અરિમર્દન ભુપતિએ પોતાનું સૈન્ય તૈયાર કરી પોતાની સાથે પ્રમુખ મંત્રીને આવવાનો હુકમ કર્યો. નરેંદ્ર ના આદરજ્ઞાનથી અજીતસેન પોતાની પ્રિયાને કહેવા લાગ્યો કે હે પ્રાણપ્રિયા તું એકલી ઘરઆગળ કેમ રહી શકોશ. આવાં પ્રાણપતિનાં વચન સુણી શિયળવંતી બોલી કે સીત સ્ત્રીનું પુરૂષ કે ઈંદ્ર પ્રમુખ દેવતાઓ પણ શિયળ ખંડિત કરવા સમર્થ નથી માટે તમારે નિશ્ચિંતપણે નૃપતિ સાથે જવું આમ છતાં મારા વચન ઉપર તમને પ્રતિત ન આવતી હોય તો લ્યો, હું આ ફુલની માળા તમોને આપૂં છું તે કંઠમાં પહેરજો જ્યારે તેનાં ફુલ કરમાય ત્યારે જાણજો કે મારામાં ચુક પડી છે.

અજીતસેન ફુલની માળા કંઠમાં ધારણ કરી સૈન્યમાં આવી પહોંચ્યો. અરીમર્દન નૃપતિ અજીતસેન મંત્રી સહીત સૈન સાથે કુસુમા નામના વનમાં આવી પહોંચ્યા. ત્યાં સામંતસીંહ પણ પોતાના સૈન સાથે આવ્યો ને લડાઇ શરૂ થઇ.

હવે અજીતસેનના કંઠમા દીન પ્રત્યે ફુલની નવી માળા પહેરતાં જોવાણી અરીમર્દન ભુપતિએ પૂછ્યું કે દરરોજ આ ફુલની માળા તાજી તમને આંહી રાન વગડામાં કોણ આપી જાય છે.

અજીતસેન—હે પ્રજાપાલક નરેંદ્ર મારી સ્ત્રી સતી છે. તેણે મને આ ફુલની માળા આપેલી તેથી દરરોજ તે તાજી રહે છે.

આ સુણતાંજ રાજા મનમાં ચીંતવવા લાગ્યા કે આ શું? સ્ત્રી કે પુસ્તક ચોખ્ખાં હોયજ નહી તો મંત્રીની સ્ત્રી સતી છે એ કેમ મનાય માટે તેની પરિક્ષા કરી પછે વાત પુછશુ. પઇસાના લોભથી આખું જગત વશ થાય છે તો પછી સ્ત્રી વશ કરવી એમાં કાંઇ મોટી વાત નથી. એમ ધારી પોતાના અશોક નામના મંત્રીને આ વાત કરી કહ્યું તમે અજીતસેન મંત્રીની સ્ત્રીનું શિયળ એકવાર ભંગ કરી આવો. એમ કહી તેને ખરચી માટે એક લાખ સોનામહોર સાથે આપી વિદાય કર્યો. તે ત્યાંથી ચાલી અજીતસેન મંત્રિના ઘર આગળ એક મકાન લઇ ગુપ્તપણે ત્યાં રહ્યા. હવે દિન પ્રતિદીન અશોકમંત્રિ શિયળવંતીના ઘરના રસ્તા આગળ ઉદ્દભટ વેશે મોહ પમાડવાના ઇરાદાને લઇ ફર્યા કરે છે, ને શિયળવંતીની દાશી સાથે મિત્રાચારી કરી પાનના બિડા આપવા લાગ્યો ને કહેવા લાગ્યો કે આ બિડાં તારી બાઇને આપજે ને મારાવતી ખબરઅંતર પૂછી મારી સલામ કહેજો.

દાસી—પાનના બિડાં પોતાની બાઇને આપી કહેવા લાગી કે હે બાઇ! આપના પતિતો લડાઇમાં ગયા છે ને આપનું યોવન ચાલ્યું જાય છે તો યોવન ગયા પછી સુખ ભોગ કયા કામના છે. વળી અશોકમંત્રિ આપના ઉપર બહુ પ્રિતી ધરાવે છે તો આ અવસર આપનો સુખવિલાસ કરી આનંદ ભોગવવાનો છે, માટે તેની સાથે પ્રિતી બાંધો સંસારી સુખવિલાસના ભોગ ભોગવો.

શિયળવંતી—હે દાસી! એ અશોક તો ગમાર છે. કેસરીસિંહના વાળ લેવા કોણ હીંમત ધરાવે! નામ તો ઘણો અશોક છે પણ શોક ઉપર વધારે પ્રિતી રાખે છે તે દુઃખા થવાનો છે.

દાસી—અરે બાઇ સાહેબ! આ સંસારમાં જન્મ પામી બાળવયમાં વિદ્યાભ્યાસ, યોવનવયમાં અનેક પ્રકારના વૈભવ ને સંસારના સુખભોગ ભોગવવા વૃદ્ધાવયમાં ધર્મધ્યાન કરવું એ જો મનુષ્યજન્મ પામી ન કરિયે તો પછી આ સંસારમાં જન્મ પામ્યાં તે ન પામ્યા જેવું છે તો આપે યોવન અવસ્થા આવી રીતે નકાંમી ગુમાવવી એ ઘટિત નથી.

શીયળવંતી—કુળવંતિ સ્રીને પારકા પુરૂષનો સંગ કરવો કહ્યો નથી તોપણ તારા કહેવાથી હું તેના પ્રત્યે પ્રેમ જોડીશ. જોઉં તો ખરી કે મુઢ પોતાના બુદ્ધિબળથી જારી વિજારીની વિદ્યાએ કરી પોતાની ઇચ્છા કેટલે અંશે પાર પાડે છે. મીટેજ હે દાસી! જા તેને કહેજે કે એકલક્ષ સોના મહોર તે મને આપે તો હું તેની સાથે પ્રેમગાંઠ બાંધુ. ચતુર દાસી અશોક મંત્રી પાસે જઇ બોલી એકલક્ષ સોના મહોર જો તમે આપો તો તમારૂં કામ થાય આ સાંભળતાંજ અશોક મંત્રીએ દાસીના કહેવા પ્રમાણે એકલક્ષ સોનામહોર શિયળવંતીને મોકલાવ્યા એટલે શિયળવંતીએ તેને પાંચમે દિવસે રાત્રે આવવાનું કહેવરાવ્યું, ને પોતાના ઘરમાં એક ઉંડો ખાડ ખોદિ તે ઉપર કૃત્રીમ સજ્યા બિછાવી રાખી. પાંચમે દિવસે અશોક મંત્રી રાત્રે આવ્યો એટલે તાંબુલ

વગેરે મુખવાસ આપી સજ્યા ઉપર બેસવા કહ્યું જેવો તે બેસવા ગયો કે તે ખોદી રાખેલ ખાડરૂપિ કુપમાં પડયો. એટલે તેને ફરતી શિયળવંતીએ પોતાના વિશ્વાસુ પહેરેગીરો ને રાખી કેદ કર્યો કે તે નિકળવા પામે નહિ. તેને ખાવા પીવા પણ ઉપરથી આપે છે.

અહિં આગળ અરિમર્દન રાજા વિચાર કરે છે કે અશોક મંત્રી તો હરામખોર એકલક્ષ સોના મહોર લઇ પોતાના ઘર આગળ મોજમજા કરવા લ ગ્યો એતો નિમકહરામ નિવડયો તેથી બીજા રતિકેલી નામના મંત્રીને એકલાખ સોનાંમહોર દઇ શિયળવંતીનું સત્ય મુકાવવા મે કલ્યો. તેના પણ અશોક મંત્રી માફક એકલક્ષ સોનામહોર ગયા ને બેહાલ થયો. તેથી રાજાએ ત્રીજા સુમતિ નામના મંત્રીને મોકલ્યો તેનું પણ તેવુંજ થયું, તેથી હરિદત્ત નામના ચોથા મંત્રીને મોકલ્યો તેની પણ તેજ સ્થિતિ થઇ; હવે સંગ્રામમાં અરિમર્દન રાજા જીત મેળવી પાછો શહેરમાં આવ્યો પણ નૃપતિની શંકા દુર થઇ નહીં.

અહીં આગળ શિયળવંતી પાસે કુપમાં પડેલા ચારે મંત્રી રાંક બનો પગે લાગી કહેવા લાગ્યા કે હે માતાજી! હવે જો અમને આ દુ:ખમાંથી મુક્ત કરો તો અમો તમારો આભાર માનશું એટલુંજ નહિ પણ આ કુપમાંથી બહાર નીકળીએ કે તરતજ આ અસાર સંસારમાં જન્મ મરણના ભયે કરી ભવાટવીના ફરી ફેરામાં નહિ પડતાં વૈરાગ્ય લઇ જોગી થવાના છઇએ. આવાં દીનતા ભરેલાં તેનાં વચનો

સાંભળી શિયળવંતીએ કહ્યું કે તમારા ગરીબાઈપણાને લઇ તમને મુક્ત કરૂં પણ હું કહું તે પ્રમાણે વર્તવાનું કબુલ કરો તો ! તમોને છોડી આપું; આ સુણતાંજ ચારે જણાએ ઉત્તર આપ્યો કે તમે કહેશો તે મુજબ અમે વરતશું આવા રીતે તેઓ કબુલ થયા એટલે શિયળવંતીએ કહ્યું કે હું અગર રાજા ગમે તે પુછે તોપણ તમારે ॥ એવમસ્ત વેદેત ॥ એ વાકય બોલવું. એમ શિખવી પોતાના પતિને સઘળી વાતથી વાકેફ કરી રાજાને જમવા નોતર્યા.

અહિં આગળ શિયળવંતીએ ગુપ્ત રીતે બત્રીસ ભાતની રસોઇ તૈયાર કરી એક બાજુએ ગોઠવી રાખી રાજા અને તેના માણસો જમવા આવ્યાં પણ કોઇ પ્રકારની રસોઇ જોવામાં ન આવતાં નૃપતિના મનમાં શંકા ઉત્પન્ન થઇ તોપણ નરેંદ્ર તથા તેના પરિકરો ભોજન કરવા નિમિતે આસનસર બેઠા એટલે શિયળવંતીએ જેની અંદર ચારે મંત્રી કેદ રાખેલા છે તે કુપ પાસે જઇ કહ્યું કે હે યક્ષદેવ ! બહુ પ્રકારનાં ભોજન આપો. આ સાંભળી ચારે જણા સંકેત મુજબ બોલ્યા કે ॥ એવ મસ્તુ તેરે ॥ આ વાકય રાજવર્ગના બધા માણસોએ સાંભળ્યું. શિયળવંતી ત્યાંથી ચાલી ઘરમાં જઇ બધી જાતનાં પકવાન વગેરે બધાને પીરસી ભોજન કરાવી મુખવાસ માટે પાન, સોપારી, એલચી લાવી ભુપતિના મુખ આગળ મુકયાં. અને તે ચારે જણા પાસેથી જે ચારલક્ષ સોનામહોરને વસ્ત્રાભુષણ લીધાં હતાં તે પણ આગળ ભેટણા દાખલ ધર્યાં.

અરિમર્દન ભુપતિ આ ચિકિત્સા જોઇ અજાયબ બની ગયો; અને મન સાથે કહેવા લાગ્યો કે મંત્રીને ઘરે તો દેવતા મનગમતાં ભોજન આપે છે. તેનું કારણ તેના પુન્ય શિવાય બીજું નથી તોપણ હું પુછું તો ખરો એમ કહી મહિપતિએ શિયળવંતીને પુછયું કે તમે અમારા માટે કોઇ પણ જાતની રસોઇ તો કરી નહોતી, છતાં બત્રીસ જાતની રસોઇ કયાંથી લાવી અમને પીરસી?

હે રાજન! અમ ઘરમાં ચાર યક્ષદેવ રહે છે તેની હું રોજ સેવા પુજા કરૂંછું તેથી ભક્તિના પ્રભાવે અન્ન વસ્ત્ર ભુષણ માગ્યાં આપે છે.

રાજાએ આવી વાત સાંભળી જે ભેટ લીધેલી હતી તે બધી શિયળવંતીને પોતાની બેન સમાન ગણી સાસ-રવાસામાં પાછી આપી; માગ્યું કે હે મહાસતી! મને એ ચાર યક્ષદેવનું દાન તમો આપશો!

શિયળવંતી—વાહ! એમાં તે શું! મારા પ્રાણ તમારાજ છે. તો યક્ષ શું આપ કરતાં મને અધિક છે? ના! ના! ઘણા હર્ષથી ઉમંગ લાવી પ્રભાતની વખતે આપને મંદિરે પધરાવી જજો. આ સુણી મહિપતિ અરીમર્દન રાજદરબારમાં પોતાના પરિવાર સહિત આવ્યા. પાછળથી શિયળવંતીએ પ્રભાતમાં ચારે મંત્રીને કુવામાંથી બહાર કાઢી સ્નાન કરાવી તેના શરીર ઉપર અગર ચંદનનો લેપ કરી સુગંધીદાર પુષ્પે પુજી વાંશના કરંડીયામાં પુરી બરાબર બાંધી તૈયાર રાખ્યા તેટલામાં તો રાજા પણ ગાજતે વાજતે

ઘણા આનંદથી જક્ષદેવને પોતાને મંદીરે લઇ જવા સારૂ તેડવા આવ્યા; એટલે ચારે કરંડીયાને ચાર રથમાં બેસાડી નૃપતિ પોતાને મંદિરે તેડી લાવી. સ્વચ્છ જગામાં કરંડીયાને પધરાવ્યા. ને રાજદરબારમાં કહેવરાવ્યું કે આજે કોઇ રસવતી બનાવશો નહિ. આપણને દેવતા બત્રીસે જાતનાં પકવાન આપશે એમ કહેવરાવી પોતે નાઇ ધોઇ કરંડીયાની પુજા ભક્તી ખરા દિલથી કરી યક્ષદેવ પાસે રસવતો માગી એટલે તેઓ અંદરથી બોલ્યા કે ॥ એવમસ્તુ તેરે ॥ પણ કોઇ જાતની ભોજનરૂપી રસવતી આપી નહિં. જેથી ભુખે કરી દુઃખ પામી હેરાન થયા. તેથી રાજાએ કરંડીયા છોડી, જેયું તો પોતાના ચારે મંત્રિ દીઠા. આ જેઇ રાજા બહુજ આશ્ચર્ય પામ્યો. ને તુરત પુછયું કે અરે મંત્રીઓ! તમો આમાં કયાંથી! આ સાંભળી તેઓ બોલ્યા કે હે પ્રજાપતિપાલ નરેંદ્ર! અમોને તો શિયળવંતીએ ઘણાજ પાયમાલ કરી રાંક બનાવી ધાન વગરના બનાવી દીધા છે. અમો યક્ષ નથી આ સાંભળતાંજ અજીતસેન મંત્રીને તથા શીયળવંતીને તેડાવી શિયળવંતીનો ઘણોજ સતકાર કરી સતિપણાના પદને ધારણ કરનારી મહાસતીને ઘણાંજ વસ્ત્રાભુષણ વગેરે આપી તેના ઘરે મોકલી.

હે ચંદ્રશેખર! આ મહાન સતીને ત્યાં અમો કેદ રહેલા, તેટલા વખત સુધીમાં તેના અમુલ્ય ધર્મબોધથી પ્રતિબોધ પામી સંસાર અસાર માની બહાર નાકળ્યા પછી તરતજ અમોએ આ વેષ ગ્રહણ કરી અમારા આત્માનું સાધ

ન અહિં આવી કાઉસ્સગપણે (મૌનપણે) રહી કરીયે છીયે.

ચંદ્રશેખર! યોગીરાજની વાત સાંભળી તેમને વંદન કરી ત્યાંથી આગળ પ્રયાણ કરી દેશ વિદેશ ફરતો ઘણીક રાજરિદ્ધિ અને કન્યાઓ સાથે પાણીગ્રહણ કરી પોતાના પુર્વભવના પુન્યના સાંચીતને લઇ એકંદરે નવસોનેસોળ વિદ્યાધરીઓ પરણી અક્ષોહણી સેનાને દાસ દાસીના પરીવાર સહિત પદમપુરે આકાશમાર્ગે થઇ આવ્યો ને ત્યાં પોતાની પ્રાણપ્રિયા રતિસુંદરીને મળી. ત્યાં રહ્યા થકો પોતાની સ્ત્રીઓ સાથે આનંદે સુખવિલાસ કરી દીવસો નિર્ગમન કરે છે.

હવે વરણારસીપુરી શહેરમાં મહસેન ભુપતી તથા તેની પ્રિયા રત્નવતી ચંદ્રશેખર ગયા પછી દીનભરદીન વિયોગ રૂપી દુઃખમાં ગરકાવ થઇ દેશ દેશાંતરમાં સઘળે ઠેકાણે ચંદ્રશેખરની શોધ કરાવી, પણ કયાંય પતો ન મળવાથી તેમજ મહસેન નરેંદ્ર હવે વૃદ્ધાઅવસ્થાએ પોચવાથી રાજ્યની લગામ કોને સોંપવી. એ વિચારમાં આખી રાજ્ય કચેરી અફસોસમાં પડેલી પોતાના જ્ઞાને કરી ત્રીલોચના દેવીએ દીઠી. તેથી પોતાની વિદ્યાના બળથી ત્યાં આવી તમામને ચંદ્રશેખરની હકિકતથી વાકેફ કર્યા ને કહ્યું કે તેતો ત્રણ ખંડ પોતાની વિદ્યાના પ્રભાવ ને ધર્મના દ્દઢપણાથી સત્યવાદી ગુણોના અલંકારે કરી સુશોભિતપણે પોતાની શૌર્યતાએ કરી અનેક રાજાઓને પોતાના કબજે લઇ ઘણી રાણી ને દાસ દાસીના પરિવારે કરી સુખ ભોગવે છે. માટે તેની ચિંતા તમારે કોઇએ કરવાની નથી; એમ કહિ હિમત આપી કહ્યું કે હું

તમોને ચંદ્રશેખર એક માસમાં મેળવી આપીશ માટે દુઃખ દુર કરી સુખેથી રહો. એમ બોલી ત્યાંથી પોતાની વિદ્યાના બળે વૈમાનમાં બેસી આકાશમાર્ગે થઇ પદ્મપુરે ચંદ્રશેખર પાસે આવી બોલી કે હે ધર્મબંધુ! તમો આવા સદ્ગુણી બુદ્ધિવંત, પર ઉપકારી અને પરદુખભંજન બધાના અસહ્ય દુઃખોને દુર કરી ત્રણ ખંડમાં યશકીર્તી પામી નવનિધિ ને અષ્ટમાસિધ્ધિના ભોક્તા થયા છતાં તમો મુર્ખ છો એમ મારે કહ્યા વિના ચાલતું નથી. જો તમો પંડિત ને સત્વવાન હો તો પછી માતા તમારા પિતા અને સ્ત્રીઓને આપના વિયોગ રૂપી જે અનહદ દુઃખ ભોગવવાં પડે છે તે દુર કેમ કરી શકતા નથી. વળી તમારા માતા પિતા હવે વૃદ્ધાઅવસ્થાએ પામેલાં છે માટે હવે તમારે તેની સંભાળ લઈ તેની સેવા ચાકરી કરવી એ તમારૂં મુખ્ય કર્તવ્ય છે તે તો ભુલી જઇ તમો તો અમલચેન કરી મોજમજા કરો છો. વાહ રંગ છે આપને સાબાશ!

દુહા.

સાંભળી મન વિમાસિયું, ચિંતે ચિત્ત મોઝાર;<br>
હું અવિનિત માબાપને, દુઃખદાયક ધિકાર. ૧<br>
હરિમળ આદેસવસુર ધણા, મળવી પુછે એમ;<br>
સુજને વોલાવો તાકીદે, પિતરને મળીએ જેમ. ૨<br>
માત પિતાની રજાવિના, નિકળ્યો પરદેશ;<br>
પુત્ર વિયોગે પિતરને, અહિનિશ હોવે કલેશ. ૩<br>
તે માટે અમે ચાલશું, મકરો ઘડિય વિલંબ;<br>
એમ કહ્યો વર મહુરત લીધું, મળવાને નિજ અંબ. ૪

ઉપર પ્રમાણે ચંદ્રશેખર રાજકુમારે પોતાના બધા સ્વસુર તથા સ્નેહીઓને પદમપુર બોલાવી વાત કરી. રાજી ખુશીથી સર્વની રજા લઈ પોતાની તમામ પત્નિઓ સાથે સેનના પરિવાર સહિત વણારશી નગરના ઉદ્યાનમાં આવી. પોતાના પિતાને શમાચાર કહેવરાવ્યા. પુત્ર આવ્યાની આર્વા ઉત્તમ વધામણિ સાંભળિ. વધામણી આપનારનું દરિદ્ર ચુર કરી ગાજતે વાજતે સામયું કરી પુત્રને શહેરમાં લઇ આવી આનંદ ઓચ્છવ કરયો. ને પુત્રના વિયોગરૂપી દુઃખથી મુક્ત થઇ અત્યાનંદ પામી રાજ્યની લગામ ચંદ્રશેખરને સોંપી નિશ્ચંતપણે મહસેન રાજા પોતાના દિવસો ધર્મ કરણી કરવામાં ગુજારવા લાગ્યો.

ચંદ્રશેખર નૃપતિએ પોતાના સત્યપણાના મહાત્મ્યને લઇ તેમજ ધર્મમાં દ્રઢ રહી અનેક રાજાઓને પોતાના કબજામાં કરી અંતે ત્રણ ખંડનો સ્વામી બની પોતાનુ આયુષ્ય સદાકાળ સુખ શાંતિ ગુજારી. રાજ્ય વૈભવ ભોગવવા લાગો પોતાના લુહાર, સુતાર બંને મિત્રોને બોલાવી વચન પ્રમાણે મંત્રીની, ને સેનાપતિની તેઓને પદવી આપી તેઓનું દુઃખહર કર્યું. એમ કેટલોક કાળ રાજ્યરીદ્ધિ ભોગવી ધર્મના પ્રભાવે કરી આયુષ્યનો અંત આવે થકે પોતે પોતાના પુત્રને રાજ્ય સોંપી અંતે મરણ પામી પ્રાણાંત નામના સ્વર્ગમાં દેવતાપણે ઉપન્યો.

મારા પ્રિય વાંચક વૃદો ચંદ્રશેખર રાજાની વારતાનો અંત, આપણે લઇ આવ્યા હવે જુઓ કે ચંદ્રશેખર નૃપતિએ

પોતાના સત્યપણાના સદ્ગુણે કરી અનંતું સુખ આ ભવમાં સંપાદન કરયું ને પરભવમાં દેવાંગનું દેવનાપણે સુખ પામ્યો. તો આ સંસારમાં ધર્મ કરણી કરવા ઉત્સુક બને કે જેથી આપણે આ ભવને પરભવનો સુખના ભોકતા થશું. હવે વીરસેન મંત્રીનું સ્ત્રીચરિત્ર ઉપર દ્રષ્ટાંત કહુંછુ તે બરાબર વાંચો જેથી સ્ત્રીઓનાં ચરીત્રનો ખ્યાલ આપના અંતઃકરણમાં બરાબર ઉતારશો.

## પ્રકરણ ત્રીજું.

### સ્ત્રી ચરિત્ર ઉપર વીરસેન મંત્રીનું વૃતાંત.

રાજપુર નામના સુંદર શહેરમાં સુર્યકાંત નામનો રાજા રાજ્ય કરતો હતો તેને વિરસેન નામનો પ્રધાન હતો જેમ જ્ઞાની પુરૂષને જ્ઞાન ઉપર અત્યંત પ્રિતિ હોય છે. તે ભુપતિને વિરસેન ઉપર અતિ સ્નેહને લઇ તેના પ્રત્યે ઘણોજ રાગ હતો. છતાં એક વખત વીરસેન મંત્રી સુર્યકાંત રાજાની રજા લઇ તિર્થ યાત્રા નિમિતે દેશાંતર ગયો. ને યાત્રા કરી પછા વળતાં વિજયપુર શહેરના ઉદ્યાનમાં વિશ્રામ લેવા નિમિત્તે ઉતારો કરયો. આ ખબર તે શહેરના બળ રાજાને મળતાં તેણે પોતાના જયમતિ નામના પ્રધાનને વિરસેન મંત્રીને ગામમાં તેડી લાવવાનું કહ્યું નરેંદ્રના ફરમાનથી જયમતિ વિરસેન મંત્રીને પોતાને ઘરે તેડી લાવ્યો ને ઘણી આગતા સ્વાગતા કરી તેની સારી રીતે બરદાશ ચાકરી કરવા લાગ્યો. અને ઘણોજ આગ્રહ કરી પંદર દિવસ પોતાને ઘેર રાખ્યા.

હવે જયમતિ પ્રધાનને એક રૂપાળી નામની જુવાન કન્યા છે. તેના માટે વર શોધવાની ચીંતા દિવસ ને રાત થયા કરતી હતી તે આ વિરસેન મંત્રીને જોઈ વિચાર કરવા લાગ્યો કે! જો હું મારી પુત્રી વિરસેન મંત્રીને પરણાવું તો અત્યંત પ્રીતીમાં વધારો થશે. એમ ધારી એક દીવસ સમયને અનુસરી વાત ઉપર વાત લાવી વિરસેન મંત્રી પ્રત્યે તે વાત કરીને તેનો ભંગ નહીં કરવા વિનતી કરી તેથી વિરસેન મંત્રીએ તે વાત કબુલ કરી એટલે જયમતી પ્રધાને ઘણા ઉમંગથી પોતાની પુત્રોનું લગ્ન વિરસેન મંત્રી સાથે ઘણા ઓછવ મોછવ કરી, કન્યાદાનમાં પોતાની શકતી અનુસારે ઘણા ગજ, હય ને ધન દોલત આપી તેમજ બળરાજાએ પણ પોતાના મંત્રીની કન્યાને કરમોચન વખતે ઉલટભેર ઘણો ગામગરાસ આપ્યો. કેટલાક દિવસ વિરસેન પોતાના સસરાને ત્યાં રહી સુખેથી દિવસો નીરગમન કરવા લાગ્યો. એક દીવસે મંત્રીએ સ્વસુર પ્રત્યે પોતાને દેશ જવાનું કહ્યું તેથી જયમતી પ્રધાન સારૂ મહુરત જોઇ પોતાની દીકરીને સાસરે મોકલવાની તજવીજ કરવા લાગ્યો. તે અરસામાં રૂપાળી માંદી પડી, તેથી તેના માતા પીતા બહુજ અઉષધ કરવા લાગ્યા. છતાં જેમ જેમ અઉષધનો ઉપચાર તેના પ્રત્યે કરવામાં આવે તેમ તેમ તે વધારે માંદી પડી જવા લાગી. જેમ અભવ્ય જીવને અરિહંતનો ઉપદેશ રૂચતો નથી, તેમ સ્ત્રીજાતીનું કપટ કોવિદ પુરૂષ પણ કળી શકતો નથી. કદી કોઇ પંડીત પુરૂષ આકાશમાં રહેલા તારા

ની ગણત્રી કરવા શકતીવાન થશે. પણ સ્ત્રીચરિત્રનો પાર પા
મી શકવા કોઇ હીમત ધરાવો શકવા સામર્થવાન નહીં થાય.

હવે રૂપાળી પોતાના પતિ પ્રત્યે કપટપણે મનમાં
દંભ રાખી ઉપરથી મધુરી વાણીએ કરી બોલી કે હે! પ્રાણ
નાથ તમોને હું મારા પુર્વ પુન્યના ઉદયે કરી પામી. તેથી
મને ઘણોજ આનંદ થયો, પણ આપણા ઘર આગળ જ-
વાને વખતે હું માંદી પડી. ઓસડવેસડ કરતાં પણ સાજી
થઇ નહિ. હવે જો આ દરદથી મુક્ત થાઉ તો હું મારાં
સાસુ સસરાને જઇ પગે નમું મારો મનની મનમાં રહી એ
મ બોલી રૂદન કરવા લાગી, ને ખાય નહિ પિએ નહિ ને
આખો દિવસ ને રાત સુઇ રહે, જરા પણ ઉઠે બેસે નહિ.

જયમતી પ્રધાન પોતાની પુત્રી કોઈ રીતે રોગથી મુ-
ક્ત ન થવા લાગી. તેથી વિરસેન પ્રત્યે બોલ્યા કે તમો
નાહક અાંહી આમ કયાં સુધી ખોટી થઇ રહેશો માટે આ
પને જવું હોય તો સુખેથી જાઓ. જ્યારે મારી દીકરી સા
જી થશે ત્યારે હું તમોને ખબર આપીશ, એટલે આપ આ
વી તેડી જજો. તેથી વિરસેન મંત્રી પોતાના સઈન્યને ત-
યાર કરી ત્યાંથી ચાલી રાજપુરે આવ્યો.

હવે રૂપાળીએ જ્યારે પોતાનો સ્વામી ગયાની વાત
જાણી કે તરત સાજી થઇ. મારા પ્રિય વાંચકો! આ રૂપાળી
ને તેના ઘરના ગોવાળથી સ્નેહ લાગેલો હતો તેની સાથે
હમેશાં કામક્રિડા ને રસરંગથી સ્વછંદપણે સુખભોગ ભો-
ગવતી હતી. ગોવાળને બત્રીસ જાતની રસોઇ કરી આપતી

ને ભરથાર કહીને બોલાવતી. આ બંને જણાં વિષયમાં આશક્ત બની દિન રાત સુખમાં નિરગમન કરતાં હતાં આ હા! શું ગજબની વાત! કામાંધ સ્ત્રી અગર પુરૂષ ઉંચ કે નિચ પણ જોતાં નથી. ખરે! કામની અવર્ણનિય ગતિ છે! વળી સ્ત્રીચરિત્ર આગળ પુરૂષ ચરિત્ર કાંઇ પણ ગણત્રીમાં નથી એ વાત ખરેખર છે.

જયમતી પ્રધાન પોતાની પૂત્રી સાજી થઇ તેથી વિરસેન મંત્રિને તે ખબર લખી મોકલ્યા. આ સમાચાર આવતાંજ રૂપાળીના રૂપથી મોહિત થયેલ વિરસેન મંત્રી પરિવાર સહિત તરત પોતાની પ્રાણપ્રિયાને તેડવા નિમીતે પોતાને સાસરે વિજયપૂર શાહેરમાં આવ્યો. જયમતીએ જામાતને ઘણો આદરસત્કાર આપ્યો.

હવે રૂપાળી મધુર વચણે કરી પતિને પોતાના પ્રત્યે મોહમાં મોહીત કરી કહ્યું કે હે પ્રાણેશ્વર! મને આ સુખ શાંતી આપના પુન્ય પ્રતાપથીજ થઇ છે એમ કપટપણે સ્ત્રી ચરિત્રની કળાએ વિરસેન ઉપર પ્રિતિ દેખાડવા લાગી. વિરસેન પણ તે બધું સાચું માનવા લાગ્યો. રૂપાળી મનમાં દ્વેષ લાવી ક્રોધથી પોતાના જીવ પ્રત્યે બોલી કે સુખે કરી કનકમય પ્રાણપ્યારા ગોવીંદ સાથે અહોનીશ સુખવિલાસ ભોગવું છું તેમાં ભંગ પાડી દીલજાન પરમસ્નેહી ગોવીંદનો વિરહ પડાવવા આ અચાનક ઓચિંતો પિશાચ સમાન પતિ ક્યાંથી આવ્યો? આમ ખેદ ધરતી ગોવીંદથી જુદી ન પડવાના ઇરાદાને લઇને વિરસેન સાથે ન જવાના હેતુ-

થો પોતે ઢોંગ કરી દીવાની બની અને જેમ તેમ અસભ્ય વચનો ઉચ્ચરવા લાગી. તેની સાથે રૂદન કરે, વળી હસે, શીર ધુણાવે, વસ્ત્રો ફેંકી આપે, પોતા પાસે જે કોઇ આવે તેને પોતાના નયનરૂપી બાણે કરી પોતાનું વિકરાળ સરખું રૂપ કરી તેઓને અત્યંત ભય પમાડી તિરસ્કારથી તરછોડી નાના મોટાની મર્યાદા ન સાચવી ગાળો આપે, ઘડીભર નાચ કરવા લાગે, તો ઘડીભર ભોજન કરવા લાગે; એમ કોઇ પણ જાતનો નિયમ રાખે નહિ; થોડીવારમાં સાવચેત બની હોંશિયાર થઇ બોલે કે અરે, મને આ શું થયું અરેરે' મારૂં કેમ થશે! એમ બોલી પાછી ચાળા કરવા લાગે.

આવી રીતનો એક હાસ્ય કરાવે તેવો હાની કરનાર બનાવ જોઇ બધાં સ્તબ્ધ થઇ ગયાં ને બોલ્યાં કે આને તો કોઇ પણ જાતનો વળગાડ કે ભુત પ્રેત વળગ્યું હોવું જોઇએ એમ સમજી જોગી, જતિ, પીર, ફકીર, સન્યાસી ભુઆ ભરાડા વગેરે પાસે જોવરાવ્યું દોરા ધાગા કરાવી રૂપાળીને કાંડે બાંધ્યા; મંત્રેલાં પાણી પાયાં તોપણ કાંઇ આરામ ન થયો તેથી બ્રાહ્મણ જોશીઓ પાસે ગ્રહ શાંતિ મંત્રજાપ જપાવ્યા ડાકટરો પાસેથી અનેક દવાઓ લઇ પાઇ, દેવી દેવતાઓની માનતા કરી તોપણ રૂપાળીને જરા પણ આરામ થયો નહિ પણ ઉલટી વધારે દિવાની થવા લાગી આ જોઇ વિરસેન મંત્રી તો ઘણોજ અકળાઇ ગયો ને મનમાં ઘણોજ દીલગીર થઇ વિચારવા લાગ્યો કે અરેરે, હવે શું કરવું! પ્રાણપ્રિયા તો દિવાની થઇ ગઇ તે કોઇપણ પ્રકારે શુદ્ધિમાં

અનેક ઉપાયો કર્યા છતાં હજુ સુધી આવી નહિ તો હવે મારે સાસરાને ઘરે બેસી રહેવું ઘટિત નથી. વળી જ્યારે સારી થશે ત્યારે વાત તેથી જયમતીને કહ્યું કે હવે હું દેશમાં જઇશ કેમકે મને આંહી આવ્યાં ઘણોજ વખત થયો છે તેથી નૃપતિ મારા પર ગુસ્સે થયા હશે કારણ રજા ઉપરાંત વધારે દિવસો મને આંહી થઇ ગયા છે તે આપ જાણોછો ! તો હું હવે રજા લઉંછું એમ કહી ત્યાંથી વીદાય થઈ પોતાના શહેરમાં આવ્યો. આંહી પોતાની પ્રિયાના મોહથી કામાંધપણે વીવ્હલ બની તેને આરામ થવાના અર્થે તન મન ધનથી જે કોઇ પીર, ફકીર, જતી જુઆ વિગેરે માગતા તેને મોઢે માગ્યું દ્રવ્ય આપતો. પોતાના કુળ દેવતાઓની માનતા કરી પણ પોતાની પ્રીય રમણીને આરામ થયાના ખબર ન આવવાથી હમેશાં ગમગનીમાં પોતાના દિવસો ગુજારે છે. આવી રીતે વીરસેન મંત્રીને પતિના વીજોગથી દુ:ખીત જાણી તેનો પરમ પ્રાણ મિત્ર રવીદત્ત મંત્રિને કહેવા લાગ્યો કે હે ! સુખ દુ:ખમાં ભાગ લેનાર પરમસ્નેહી હિતચિંત્તક પ્રાણથી પણ અધિક મિત્ર વિરસેન આપ જેવા સદગુણી સજ્જન ને પંડીત પુરૂષને નાહક દુ:ખીત થવું યોગ્ય નથી. આપણે અત્યંત ઉદ્યોગે કરી તેના માટે અનેક ઉપાયો કરી ચુકયા છતાં તેનું દીવાનીપણું દુર થતું નથી તેથી હું તો એમ સમજુ છું કે તે વ્યભીચારણી હોવી જોઇએ. તે દીવાની થઇ નથી પણ પોતાને સ્વછંદપણે વરતવાનો ઉપાય શોધી કાઢી વ્યભિ-

ત્રની કળા વાપરી લાગે છે. ખરેખર! તે સ્ત્રી મારા સમજવા પ્રમાણે તો આપને ભમાવે છે, ને રમાડે છે. તે દીવાની છે એ વાત હવે હું માની શકતો નથી. સ્ત્રીચરિત્રનો પાર કોઇ પામ્યું નથી ને પામશે પણ નહીં જુઓ.

ઇંદ્રવિજય છંદ.

લેખ લેઇ કેઇ ભ્રષ્ટ થયા, મહા મુનીને ભામનીયે ભટકાવ્યા,
ભોજ નૃપતીને ભાનુમતિ સતી, અંધ કરી ચાબખે સટકાવ્યા;
સ્વર્ગથી ગર્વ રહિત કરી. કેઇ અમરોને અપની ત્રટકાવ્યા;
તોબાતોબા ખોડીદાસ કહે કેઇ! સિદ્ધને સ્વર્ગ જતા અટકાવ્યા ૧
ગોપીએ ગોવિંદને ભરમાવ્યા, ઉમાયે ઇશને નૃત્યે નચાવ્યા,
ઇંદ્રનું માન ઉતારયું ઇંદ્રાણીએ એકલશૃંગી રૂપી અથડાવ્યા.
જમદગ્નીની તપશી લપશી ગયા, તારૂણીયે તસ પ્રાણ તજાવ્યા,
એમ અનેકની ટેક તજાવી, ખોડાજી કહે રૂષીયો રઝળાવ્યા ૨
માનવતી માનતુંગ નરેસને, ચતુરાયે નિજ ચર્ણ ચટાડયાં,
અરણીક આષાઢભુતિ નંદિખેણ, સંજમ પહાડ ઉપરથી પાડયા.
હરીહરવાળી નાગપુરંદર, સુર અસુરના તોલ ઘટાડયાં,
અવર કોણ ગણે ખોડીદાસજી, દુર્ધરને પણ દુઃખ દેખાડયાં. ૩
માનનિ મોહનવેલ વધી ત્રધી, ત્રણ જગતમાંહી પથરાણી,
વિંટયા છેલ લુંછાળ છોગાળાને, મર્દ મુછાળાનું ઉતર્યું પાણી,
રૂદ્ધિવંતા મહત્વંતા હતા, ખત્તા ખાઇને તેહ થયા ધુળધાણી,
બચ્યો નહિં બળવંત કોઇ, ખોડીદાસ કહે અસ્ત્રીજની કહાણી ૪

## મનહર છંદ.

વાંકડી મુછડી વાળા, રંગીલા જે રહીયાળા
છયલ છોગાળા ભાળયા, નારીએ નમાડિયા,
માની મચ્છરાળા જ્ઞાની, ધ્યાની વળી ગુણવાળા,
દુંદાળા ફુંદાળા ચોર, ચંડાળ ને ચાડીયા,
વૃદ્ધ જુવાન બાળા જોગી ભોગી ને દયાળા,
વરણે ઉજવળ કાળા, ભામાયે ભમાડીયા,
દેવતાના દીગપાળા, જળ થળ વ્યોમ વાળા,
ખોડીદાસ સ્વાર પાળા, રામાયે રમાડીયા. ૧

વિરસેન—રવિદત્ત આપે કહ્યું તે સાચું. પણ મારી સુકોમળ પત્ની તો સીતા, તારામતી, દ્રોપદી, કુન્તા, અહલ્યા, સુભદ્રા, દમયંતી આદિ સતી સ્ત્રીઓની પંકતીમાં ગણાવા તુલ્ય છે. કારણ તે મહાન શિયળવ્રતને ધારણ કરનારી છે.

હવે આપણે રૂપાળીની સ્થીતિના નિરણય ઉપર આવીએ, તેનો વિરસેન મંત્રી ગયા પછી તરતજ દીવાની મટી સાજી થઇ સ્વચ્છંદે લાજ મર્યાદા મુકી પેલા ગોવાળની સાથે અનાચારપણે વરતી સુખ માની આનંદે દિવસો ગુજારવા લાગી. પોતાના ઘર આગળ દરરોજ એક જોગણી ભીક્ષા લેવા આવતી તેને પોતે સુંદર સુંદર ભોજન ને વસ્ત્ર આપી સંતોપી નમન કરી કહેતી કે હે માતાજી? મારા ઉપર દયા લાવી મને એક એવી વિદ્યા આપો કે જેથી મારા દુશ્મનનો અંત આવે. જોગણીએ ભક્તિના વશ કરી એક લોઢાનું કડું પોતાની વિદ્યાના જોરથી મંત્રી આપી કહ્યું

કે હે પુત્રી! યે! વલીયુ! (કડું) જે પુરૂષ અગર સ્ત્રીના કંઠમાં પહેરાવીશ કે તરત તે કપી રૂપે પશુ થઈ જશે.

આ સાંભળતાંજ રૂપાળીના હરખનો પાર રહયો નહિં ને ઉમંગ સાથે વલીયું (કડું) લઇ ગુપ્તપણે પોતા પાસે રાખ્યું. હવે જયમતિ પ્રધાન પોતાની અંગજા દુ:ખથી મુક્ત થઇ જાણી બહુ આનંદ પામ્યો. તેથી હર્ષવંત થઇ વિચારયું કે હવે પુત્રીને સાસરે વોળાવવી જોઇએ. એમ ધારી વિરસેન મંત્રીને તેડાવ્યા.

વિરસેન મંત્રી પોતાની પ્રિયાના વિયોગને લઇ દુ:ખીત થતો હતો. તે આ શુભ સમાચાર સાંભળી હર્ષવંત થયો, ને પોતાની પ્રિયાને તેડવાસારૂ વિજયપુરમાં સાસરે આવ્યો.

આંહી રૂપાળી પતિ તેડવા આવ્યાં જાણી ઘણીજ દુ:ખ પામવા લાગી છતાં પોતાની સ્ત્રીચરિત્ર રૂપી કળાએ કરી પતિને રંજન કરી કહેવા લાગી કે હે! પ્રાણવલ્લભ! આજ સુધી મને વિસારી કેમ રાખી. હું તો આંહી આપના વિયોગ રૂપી અગ્નિથી અંત:કરણમાં બળી વિરહ વ્યથાના દુખથી દુખી થઇ ગઇ છું આપ વિના અન્નઉદક પણ મને વિખ સમાન લાગે છે. આજે આપનો મેળાપ થયો તેથી મારાં અહો ભાગ્ય સમજુ છું. હે વ્હાલા! હવે આપણે ઘેર જઇએ તો સારૂ કેમકે મારા મનમાં સાસુ સસરાને મળી તેની સેવા બજાવવાનો ઘણો ઉમંગ છે તે પાર પડે. પણ હે! પ્રાણેશ! મારી એક નમ્રતા ભરેલી અરજ ધ્યાનમાં લેશો તે એ કે મારા પિતાને ત્યાં ગોવિંદ નામનો ગોવાળ બહુજ વિશ્વાસ કરવા લાયક છે કેમકે તે ઘણોજ

પ્રમાણિકપણે વરતી ધણીનું હિત ઇચ્છનારને હિતચીંતક છે એ માણસ આપણને બહુજ ઉપયોગનો છે માટે મારા પિતા પાસે તેની માગણી કરી સાથે લેશો.

વિરસેન—પ્રિયાના વચનો સાંભળી સાચા ગણી સસરા પ્રત્યે વિદાય થવાની રજા માગી અને ગોવિંદ ગોવાળને સાથે મોકલવા પણ કહ્યું.

જયમતિ—આવાં પોતાના જમાઇનાં વચનો સાંભળી પોતાની પુત્રીને સાસરવાસામાં વસ્ત્રાભુષણ વગેરે અમુલ્ય માલ આપી ગોવિંદ ગોવાળને પણ ફરમાન કરયું કે આ-જથી તારા શેઠ વિરસેન મંત્રી સમજવાને તે કહે તે પ્ર-માણે નિતીથી વરતી તેની સાથે રહેવું. આ સાંભળી ગોવિંદભાઇને તો ભાવતું હતું ને વઇદે બતાવ્યું. તેથી આનંદ પામી જયમતીને કહ્યું કે શેઠજી બહુ સારૂ આપ કહો છો તો હું સાથે જઇશ ને પ્રમાણીકપણે વરતી તેના હુકમ મુજબ તેની સેવા બજાવીશ.

હવે રૂપાળીનાં તેના માબાપ જાણે છે કે પુત્રી સ્વછંદપણે અનાચાર સેવે છે, છતાં પણ રીત રિવાજને અનુસરી શિખામણ આપવા લાગ્યાં કે હે પુત્રી! હમે-શાં પતિવૃતા ધર્મનો અંગીકાર કરી પતિને દેવ સમાન ગણી તેની આજ્ઞા પ્રમાણે વરતજે, તેમજ સાસુ સસરાની સેવા ચાકરી કરી નણંદ દીયરની મર્યાદા રાખી સર્વેસ્વને જમાડી ભોજન કરજે ને સગા સબંધી સાથે હળીમળી બધા તરફનો સંતોષ મેળવી તારા દિવસો સુખમાં નિરગમન કરી અમારા તથા તારા સસરાના કુળને ઉજવળ કરજે. આવા

પ્રકારની અનેક પ્રકારની ઉત્તમ શીખામણ આપી રૂપાળીના મા બાપ પોતાના ઘર તરફ વળ્યા અને વીરસેન મંત્રી, રૂપાળી રથમાં બેઠા. એટલે ગોવિંદે રથ રાજપુર તરફ હાંકવો શરૂ કર્યો. ચાલતાં ચાલતાં ત્રીજે દિવસ શંખલપુર શહેરના વન માં આવતાં સાંજ પડવાથી ત્યાં રાત્રી રહેવા સારૂ. એક સુંદર તરૂવરની છાયા જોઇ પોતાના સૈન્ય સહીત ત્યાં ઉતારો કરી રાત રહ્યા. મધ્યરાતના સમયે રૂપાળીને પગે અકસમાત પન્નગે ડંસ કર્યો. તેના ઝેરને લઇ રૂપાળી બે શુદ્ધ બની મરણ તોલ થઇ ગઇ. આમ થવાથી વીરસેન મંત્રી બહુજ અકળાઇ જઈ રૂપાળીના પ્રેમરૂપી રાગથી મુરછાંગત થઇ ધરણી ઉપર પડયો. આવો ખેદ યુકત બનાવ તેના માણસોએ જાણી શોર બકોર કરી મુકયો ને શીતળ જળનો છંટકાવ કરી મંત્રીને શુદ્ધીમાં લાવ્યા. એટલે મંત્રી વીરહ વેદનાએ દુઃખી થતો બોલ્યો કે હે પ્રિય મને આમ અધવચ રણમાં મેહેલી તું કયાં ગઈ માટે મારે પણ હવે તારી સાથે મરણને શરણ થયા વિના છુટકો નથી. એમ બડબડતો પોતાના માણસો પ્રત્યે બોલ્યો કે જાઓ, કાષ્ટની ચેહ ખડકાવી મને તથા મારી પ્રીયાને અગ્નિ સંસ્કાર કરી. તમો તમારે રસ્તે પડો. આવી રીતનો કોલાહલ થતાં; આસપાસ કોઇ મહંત જોગીરાજનો આશ્રમ હશે ત્યાં સાંભળવાથી જોગીરાજ મધરાતે આ વનમાં અટલો બધો કલ્પાંત કરી કોણ મરવા તૈયાર થયાની. વાતો કરે છે માટે ચાલ જોઉં તો ખરો એમ વિચારી ત્યાં આવી જોયું-

તો વીરસેન પોતાની સ્ત્રીને પન્નંગ ડસવાથી મરણ પામી જાણી તેની સાથે બળીમરવા તૈયાર થયો છે તેથી વીરસેનને કહ્યું કે હે પંથી મુસાફર! શાંત થા! હું તારી સ્ત્રીને થોડી વારમાં સાવચેત કરી હોંશીયારીમાં લાવી દઉ છું એમ બોલી તરતજ ગારૂડી મંત્રનો ઉપચાર કરી રૂપાળીને ચડેલું સર્પનું વિખ ચુસી લીધું કે તરતજ રૂપાળી સાવચેત બની સાવધાન પણે હોશીયાર થઇ જાણી બધા આનંદ પામ્યા ત્યાં પ્રભાતનો સમય થવા આવ્યો એટલે બધા જોગીરાજને નમન કરી ત્યાંથી ચાલી આગળ પ્રયાણ શરૂ કર્યું. ચાલતાં મધ્યાન સમય થવા આવ્યો. એટલામાં એક નદી સ્વચ્છ જળથી ભરપુર પ્રવાહ સાથે વહેતિ ચાલી રહિ છે, ત્યાં આગળ આવી પહોચ્યા, ને ત્યાં ઝાડ વગેરેની સારી સગવડતા જોઇ ભોજન કરવા સારૂ ત્યાં ઉતારો કર્યો. ભોજન કરી રહ્યા પછી રૂપાળિએ પોતાના પતિને કહ્યું કે હે પ્રાણનાથ! આપણે જરાવાર અહિં આનંદમાં જલક્રિડા કરી પછી આગળ ચાલિયે માટે રથ જોડાવી આપણે જરા સૈન્યથી આગળ જઇ સૈન્યને ન દેખ શકાય તેટલે દુર જઇ ક્રિડા કરી પછિ અહીં આવી આગળ ચાલશું; પોતાની પ્રિયાનો આવો દૃઢ આગ્રહ જોઇ રથ જોડાવિ પતિન સાથે લઇ ગોવિંદને હાંકવાનું કહ્યું તેથી ગોવિંદ રથ આગળ હાંકી સૈન્ય ન દેખાય તે મુજબ તરૂવર આડો રથ ઉભો રાખી વિરસેન તથા તેની પ્રિયા ઉતરિ નદિમાં જળક્રિડા કરવા લાગ્યાં ને હાંસ્યવિનોદ કરતાં કરતાં રૂપાળિએ પોતાના પતિના કંઠમાં જોગણીએ

આપેલ લોઢાનું વલિયું પહેરાવી દિધું તેથી તે કપિરૂપે થઇ ગયો. એટલે રૂપાળિ ગોવિંદ સાથે રથમાં બેસી બીજે માર્ગે ચાલતી થઇ.

અહિં સુભટ લોકોએ ઘણિ વાર લાગી તેથી જાણ્યું કે મંત્રિશ્વર કામક્રિડાની રમતમાં ગુલતાન બની ગયા ને હજુ આવ્યા નહિ; પણ આ અરણ્ય ભયંકર છે માટે અહિં આગળ વધારે વાર રોકાવું એ ઘટિત નથી એમ સમજી ગોવિંદને હાક પાડવા લાગ્યા પણ પ્રત્યુતર ન મળવાથી સૈન્યના માણસો આસપાસ તપાસ કરવા લાગ્યા, તો ક્યાંય રથ, સારથી વિરસેન કે રૂપાળિ કોઇ જોવામાં આવ્યું નહિં, પણ વિરસેન મંત્રીનું ખડગ ભોંય તળિયે પડેલું જોઇ મનમાં શંકાયુક્ત થયા; ને ગોવિંદને ન જોવાથી નબળું પરિણામ જાણી ત્યાંથી શોકાતુર થઇ ચે તરફ તપાસ કરતાં ચાલતાં ચાલતાં રાજપુરે આવ્યા. ને બધી હકિકતથી અરિમર્દન નરેંદ્રને વાકેફ કરી બધા સુભટો દિલગીર થવા લાગ્યા.

રાજા પણ આ વૃતાંત સાંભળી બહુ ખેદ યુક્ત થયો ને પોતાથી બનતિ તપાસો બીજાને પણ કરાવી પણ કોઇ જાતનો ભેદ કે પતો મળ્યો નહિ તેથી રાજન, મંત્રીના કુટુંબિ સજ્જનવર્ગ બહુજ વિલાપ કરવા લાગ્યા છેવટે લાચાર બની પોતાના દિવસો વિયોગરૂપી દુઃખે કરી જેમના તેમ ગુજારવા લાગ્યા. રાજાએ પણ પ્રધાનપદવિએ બીજાને ગોઠવી રાજ્યકારભાર ચલાવવો શરૂ રાખ્યો.

## દુહા

વિરસેનને ભુપતિ, સંભારે દિન રાત;
સમરતાં ઉપગાર તસ, વિત્યાં વરસ તે સાત. ૧
બાજીગર એક અન્યદા, ગિત કળા નૃત્યકાર;
વાનર ટોળું લઇને, આવ્યો નગર મોઝાર. ૨
રાજકચેરિએ માંડિયું, નાટક કાપનું સાર;
વાનર વાનરી નાચતાં, અંતરે હું હુંકાર. ૩
વાજાં વજાવે કપિ મળી, મિલણાં યુદ્ધ કરંત;
ચુંબન આલીંગન કરે, નવ નવ વેશ ધરંત. ૪
રાજસભા રંજીત થઈ, દીએ નૃપ વંછિત દાન;
મુખ્ય કપિ વિકસીત નયન, રાયને કરતો સાન. ૫
આંસુ ધારા વરસતે, ભુપને ચરણ નમંત;
વાર વાર પય લાગતો, વિસમય રાય લહુંત. ૬
નર વાચા નવ દિસકે, ધિક પશુનો અવતાર;
દયા કૌતક વિક્રય લીયું, ટોળું નિજ દરબાર. ૭
શિક્ષા રક્ષા કારણે, અધિકારી ધર દીધ;
અવસરે નાચ નચાવીને, ગરાસ અધિક તવ દીધ. ૮
નવ નવ ભુષણ કપીતણા, નિજ ઘર કરા સોનાર;
ભેટ કરી જઇ રાયને, નૃપ કરે તસ સતકાર. ૯
નિજ હસ્તે કપિ મુખ્યને, અંગ ધરે અલંકાર;
લોહ વલય તવ દેખિયું, કંઠ ધરત જબ હાર. ૧૦

નૃપ વચને તે સોનિએ, ભાંગિ કાઢયું જામ;
વિરસેન પ્રગટયા તદા, કરે નૃપને પ્રણામ. ૧૧
વિસ્મય સર્વ સભા થઇ, તાસ કુટુંબ મહંત;
મંત્રિ રોતો નવિ રહે, નૃપ તસ કંઠ લગંત. ૧૨
થીર કરી આસન થાપિયો, વાજે મંગળ તુર;
નૃપ કહે આ અચિરજ કિસ્યો, તે ભણે રાય હજુર. ૧૩

વિરસેન હે નરેંદ્ર! કર્મની ગતિ અગાધ છે, હું તિર્યંચપણું મારા પુર્વકૃત કર્મના યોગે કરી આ ભવમાં પામ્યો' તેના પ્રભાવથી મેં દાતાર, કૃપણ, ધનપતિ, નિચ, ઉંચ, ક્ષત્રિ, વણિક, બ્રાહ્મણ, રાયને ત્યાં નૃત્યહાર કર્યાં. સ્વપ્નામાં પણ જે વાત કોઇ દિવસ ન આવેલ હોય તે ક્ષણમાત્રમાં દૈવ કરી શકે છે. હજારો ટોળાં વચ્ચે જેમ વચ્છ પોતાની માને વળગે છે. તેમ મને પણ હે! ભુપતિ મારાં પુર્વોપાર્જીત કર્મ આ ભવે આવી લાગ્યાં તે કર્મનો અંત આપે ઉપકાર કરી આણ્યો.

હે પ્રજાપાળ! મારા કરમની ગતિ આપે સુભટોને મોઢેથી નદીના કાંઠા સુધીની સાંભળી છે, ત્યારપછીની હવે હું કહું છું. મેં મારી સ્રીના સ્નેહયુક્ત મધુર વચણો સાંભળ્યાં તેથી તેના પ્રત્યે મોહિત થઇ તે સતી છે એમ જાણી તેણિમાં હું કામાંધપણે રાગી થયે.

નદી કાંઠે તરૂવરની સુંદર ઘટા કોકીલના મધુર સ્વરોથી હું અનંગથી પીડાવા લાગ્યો. આમ જોઇ મારી સ્રીએ

કપટરૂપી મીઠા વચને કરી કહ્યું કે હે સ્વામીન! આગળ દ્રાક્ષનું સુંદર વૃક્ષ છે. ત્યાં જઇ આપણે જરાવાર આનંદ વિલાસ કરી ચાલો રમી આવીએ. તેથી અમે બંને જણા રથ જોડાવી ગોવિંદને સાથે લઇ ત્યાં ગયાં. ને હાસ્ય વિનોદ કરવા લાગ્યાં. તે અરસામાં ત્યાં વાદરાને દેખી હે નૃપતિ! તે દુરાચારી પાપીષ્ટ સ્ત્રી બોલી કે! હે પ્રાણનાથ! મને બીજીવાર તમે તેડવા આવ્યા ને પ્રેમ લગાડી પાછી માંદી તજી તમે ચાલ્યા ગયા. તે પછી હું જયારે સાજી થઇ ત્યારે રાત દિવસ તમારા વિરહરૂપી વિયોગે કરી દુ:ખમાં દીવસો ગુજારતી હતી. તેવામાં એક જોગણી ભિક્ષા લેવા મારા પિતાને ત્યાં આવી હતી. તે ઘણીજ વિદ્યાવાન હતી; તેમજ ઓસડી પણ મે તેની પાસે ઘણી દીઠી. આ પ્રકારે જ્ઞાનવંત યોગીણી જાણી હું તેની ભકતી કરતી ને ભોજન વિગેરે તેનો આદર સતકાર કરી આપતી. તેથી મારી સાથે તે બહુ સ્નેહ બતાવવા લાગી. તેથી એક વખત મેં તેને પુછયું કે હે! મહાન જ્ઞાનવંત મારા પતિના મેળાપ કરવામાં રોગ અંતરાય કરે છે. તો આપ કૃપા કરી અમો પતિપત્નિ હમેશાં સુખભર ભેગાં રહીએ. વળી મારા પતિને કોઇપણ જાતનો ઉપદ્રવ ન થાય. એવા પ્રકારનો બંદોબસ્ત આપની વિદ્યાના પ્રભાવથી કરી આપો તો સારૂં. ત્યારે તે જોગણીએ મારી ભકિતપણાના સ્નેહને લઇ મને એક લોઢાનું વલીયું (કડું) મંત્રી આપી કહ્યું કે, આ કડું તું તારા પતીના કંઠમાં નાખજે જેથી કોઈ દિવસ રોગનો ઉપદ્રવ નહિ થાય. વળી વન

માં વાઘ, સિંહ કે વરૂનો ભય બિલકુલ લાગશે નહિં તેમજ અરી બધા શરણ થઇ રહેશે. એ વલીયું હે સ્વામીન્! મારી સાથે છે માટે આપણે હમેશાં સુખમાં રહેવાના કારણુસર અને સર્વ વિઘનો દુર જાય તે માટે એ કડું આપ કંઠમાં પહેરો. આવા દ્રષ્ટિરાગનાં પ્રેમી વચનોના રાગથી મેં બધી હકિકત તેની સાચી માની ને કડું મેં મારા કંઠમાં પહેર્યું કે તરતજ નિર્યંચરૂપે મારો કપિ અવતાર થયો એટલે તે વ્યભિચારણી રથમાં બેસી ગોવિંદ ગોવાળ સાથે ચાલતી થઇ, હું તેના પાસે જઇ પગે પડયો ને ગરિબાઇની માફક તેની સનમુખ જોઇ રહ્યો તેર તે દુષ્ટ ચંડાલણી બોલી. કે હે પિશાચ તુલ્ય! તારી સાથે એકપખો સ્નેહ રાખવો એ શું કામનો! તું તો મુરખ છે કે આજ સુધી કાંઇ સમજયો નહીં ને મારી પછાડી લાગ્યો રહ્યો તેનાં ફળ આજે તને મળ્યાંછે તે ફળ હવે તું ભોગવ; મારો તો જન્મથીજ આ ગોવીંદ માનીતો સાહેબો છે. મેં મારાં તન મન તેનેજ સોંપી આપ્યાં છે તેં તો ફક્ત ચોર માફક મારો ચોરીમાંજ હસ્ત પકડેલો છે, હું સ્વેચ્છાચારણી તારે વશ રહેનાર નથી આજ સુધી ફક્ત કુટુંબ કબિલાને વિશ્વાસ દેખાડવા નિમિતે તારા ઉપર સ્નેહ બતાવતી હતી હું બંને વાર માંદી પડી નહોતી પણ તારી સાથે ન આવવાની ખાતર ઢોંગ ધતુરાએ સ્ત્રી ચરિત્ર કરી તને ભમાવી બંને વાર પાછો કાઢયો હતો તેથી જ મેં તને આજ જોગણીની વિદ્યાના પ્રતાપે વાનર બનાવ્યો છે; તો હવે તારાં કર્મ તું ભોગવ ને વનમાં ભટકયા

કર. અમે બંને જણા તો હવે મારા બાપે આપેલ દ્રવ્યના સમુહે કરી મોજમજામાં રહી આનંદપણે સુખવિલાસ ભોગવશું. હે કપિ! મારે મન તું તો રાંક સમાન છે ને ગોવીંદ તો રાય સમાન છે, બે વાર તો મેં તને એમનેએમ જેવો આવ્યો તેવો જવા પામ્યો છતાં તું મુઢ સ્ત્રીચરિત્ર સમજ્યો નહિ ને મારો પીછો મુકયો નહિ તેથી ત્રીજીવાર તને આ શીક્ષા આપવી પડી છે તેમાં મારો વાંક નથી. આ બોલી તે બંને જણાં ચાલતાં થયાં.

હે રાજન! મને મારા મિત્ર રવિદત્તે સ્ત્રી ચરિત્ર વિશેની હકીકત કહી સંભળાવી હતી. પણ તે મેં નહીં માનતાં તુચ્છકારી કાઢી હતી તેના ફળ મને પ્રત્યક્ષ મળ્યાં.

હવે હું વનમાં રખળતો રઝળતો કપીના રૂપે ફરતો હતો તેવામાં એક બાજીગરે મને પકડયો તેણે મને નૃત્યની કળા શીખવી ગામેગામ નૃત્ય કરાવ્યાં એમ દિવસો ગુજારતાં સાત વરસે તુમારી પાસે આવ્યા ને તમારા પુન્ય ઉદયને પરઉપકારપણાના સદગુણે કરી હું પાછો મારા મુળ સ્વરૂપમાં નરરૂપ થયો.

દુહા.

સચિત્ર વ્યથા સુણી નૃપ ભણે, ખેદ ન કરવો કોય;<br>
ભાવી પદારથ આગળે, ઉદ્યમ નીફળ હોય. ૧<br>
પણ તું પુરણ આઉખે, આવ્યો નિજ ઘર વાસ;<br>
રૂઠી નારી રાક્ષસી, જીવિતની શી આશ. ' ૨

જેહ રમાડે નાગને, તે અલીથી ન ડરંત;
જે વછનાગને નિત ભખે, ધંતુર કા વકરંત. ૩
પ્રીત બની જસ જે હસ્યું, તે વિગુ તે ન હરંત;
રાગ ધરે તિહાં એક પખો, તે નર દુઃખ લહંત. ૪
જેહનો મેળો જીહાં લખ્યો, તિહાં મળવું તસ જોય;
કુંવર સુંદરસનની કથા, સુણતાં અચીરજ હોય. ૪

## સુંદરશનની વારતા.

ધનપુર નામના નગરમાં નરસિંહરાજા રાજ્ય કરતો હતો. તેને સુંદરશન નામનો પુત્ર હતો રાજાએ ધર્મની દ્રઢતાને લઇ એક દાનશાળા બંધાવી હતી; ત્યાં દરરોજ સુંદરશન દાન આપવા આવતો હતો. તેજ રસ્તે થઇ દરરોજ આ શહેરના નંદી શેઠની પદમાવતી નામની પુત્રી નિશાળે ભણવા જતી હતી. તે સુંદરશનના જોવામાં આવી. તેનું રૂપ, ચાતુર્ય, ને કળાકુશળ્ય. જોઇ રાજ્ય પુત્રનું મન તેના પ્રત્યે ખેંચાયું તેમજ પદમાવતીનું મન રાજપુત્રની ઉપર મોહિત થયું. જેથી એક બીજા દરરોજ પોતાના નયનોથી નેહ લગાડવા લાગ્યા. કહ્યું છે કે—

દોહરો.

નેન પદારથ નેનરસ, નેને નેન મલંત;
અજાણ્યા શું પ્રિતડી, પેલાં નેન કરંત.

એ વાકય અનુસારે બંને એક બીજા પ્રત્યે પ્રેમ દ-

શીખવવા લાગ્યા તેથી રાજકુમારે એક દિવસ હાથના ઇસારે કરી સમજાવી કે આજ સંધ્યાની વેળાએ દરવાજા બહાર વડ છે ત્યાં તું આવજે, એટલે આપણે ત્યાં મળશું. આ શમશ્યા ચતુર પદમાવતી સમજી ચાલી ગઇ ને સંકેતના વખતે શોળશણગાર ધારણ કરી પાણીનું બેડું લઈ વડ હેઠે આવી બેઠી. રાજકુમાર પણ તાંબુખ લઇ પ્રમુખ ત્યાં આવ્યો. ને એક બીજાને મળી પ્રેમ રસની વાર્તામાં તલાલીન થઇ રાત ત્યાંજ ગાળવા નિશ્ચય કરી વડ નીચે તેઓ સુતાં. આ અરસામાં વડના કોતરમાંથી પન્નગ ફરવા નિમિત્ત નીકળ્યો. તે પદમાવતીના પગ નીચે નિંદ્રાએ કરી જરા દબાણો તેથી ખીજાઇ પદમાવતીને ડસ્યો. સર્પના વિખને લઇ પદમાવતી મુરછીત થઇને તેનું આખું શરીર લાલવરણનું થઇ ગયું. તેટલાં રાજકુમાર સુદરશાન ઝબકી જાગી ઉઠયો ને જોયું તો પોતાની પ્યારી પદમાવતીને મડદાં માફક મરેલી સ્થિતમાં જોઇ બહુ કલ્પાંત કરવા લાગ્યો; છેવટે નિરાશ થઇ તેના મુડદાંને અગ્નિ સંસ્કાર કરવા સારૂ કાષ્ટની ચય ખડકી તેમાં તેને સુવાડી પોતે અગ્નિ લેવા સારૂં છેટે અગ્નિ દીઠી. ત્યાં લેવા ગયો. તો ત્યાં એક એક જોગી અગ્નિનો કુંડ કરી પાસે બેઠો. તેથી તેની પાસે અગ્નિ માંગ્યો.

જોગીએ કુંવરને બત્રીશ લક્ષણો પુરૂષ જાણી, પોતાના મન પ્રત્યે કહ્યું કે આ પુરૂષને હણી હું સોનાનો પુરૂષ બનાવું. એમ ચિંતવી કુંવર પ્રત્યે બોલ્યો કે! આ શ્મશાનનો

અગ્નિ અપવિત્ર ગણાય છે. માટે તમે આંહીં બેસો હું બીજો શુદ્ધ અગ્નિ લાવી આપું. પણ હે! વીરપુરૂષ નિશાનો વખત છે. તો ભુતાદિક પાછળથી આપને કોઇપણ જાતનો ઉપસર્ગ ન કરી શકે. તેમજ આપ નિશ્ચિંતપણે આંહી બેસી શકો તેટલાજ માટે આ કાળો દોરો મંત્રેલ છે. તે આપણા ગળે બાંધો.

રાજકુમારે ભોળાપણને લઇ આ પાપીષ્ટ દુરાચારી જોગટાની વાત સાચી માની દોરો પોતાના ગળામાં બાંધ્યો કે તરતજ સર્પ રૂપે થઇ ગયો. એટલે જોગીએ તેને એક ઘડામાં ઘાલી પૃથ્વીમાં ખાડ કરી તેમાં ઘડો મેલી ઉપર પથ્થર મુકી તેનો હોમ કરી સોનાનો ઢાલીઓ કરવાની જે ઔષધી તે પોતાના મઠમાં લેવા ગયો

ઔષધી ગોતતાં મઠમાંથીજ જોગીને સર્પ કરડયો. જેના જેના વિષથી તે મરણ પામ્યો.

આ અવસરમાં શહેરમાં પણ બહુ મરકીનું દરદ ચાલી રહ્યું હતું. તેથી મરકીરૂપી શાકીણીનો નિગ્રહ કરવા સારૂ ઘણા સુભટો ચારે દિશામાં ફરતા હતા, વળી રાજકુંવર પણ સંધ્યા વખતથી ન મળતાં તેની શોધમાં પણ રાજાના માણસો આમતેમ ફરતાં હતાં.

હવે રાજકુમાર પદ્માવતીને ચયમાં સુવાડી અગ્નિ લેવા ગયા પછી ચયમાં નાગદમની નામની જડીનું કાષ્ટ હોવાથી તેનો સ્પર્શ પદ્માવતીના શરીરને થતાં તેનું તમામ

ઝેર નાગદમની નામના કાષ્ટે ચુસી હરણ કરી લીધું.

ઝેર ઉતરવાથી પદમાવતી આનંદે ઉઠીને ચારે તરફ સુદરસન રાજપુત્રનો તપાસ કરવા લાગી પણ પતો ન લાગવાથી અંતે નિરાશ થઇ પાણીનું બેડું ભરી શીર ઉપર લઇ શહેરમાં પેસતાં સુભટ લોકોએ તેને શાકણી જાણી બાંધી રાખીને પ્રભાત થયે નરસિંહરાજા પાસે પકડી લાવ્યા. ને બોલ્યા કે હે મહારાજા મરકીને શહેરમાં પેસતાં એમોએ આંખે પાટા ને તેના હાથ બાંધી પકડેલી છે.

નરસિંહરાજા તેની આકૃતિ ને સુંદર વેશ જોઇ નૃપતિ મનમાં ચિંતવે છે કે આવી રૂપવંતને સુંદર વેશવાળી મરકી હોય નહીં. એમ વિચારી તેની આંખેથી પાટા તથા બીજા બંધન છોડી મધુર વચને કરી પુછ્યું કે હે સુંદરી! તમો કોણ છો?

પદમાવતી—હે રાજન; હું મરકી નથી, પણ નંદીશેઠની પદમાવતી નામની પુત્રી છું.

હું રાત્રીને વખતે કામ વિષે જળ ભરવાને ગઇ તે અરસામાં શહેરના દરવાજાના દ્વાર બંધ થઇ ગયાં, તેથી હું બહાર બેશી રહી દ્વાર ઉઘડતાં જેવી હું અંદર પેઠી કે મને શાકણી જાણી તમારા સુભટો પકડી બાંધી આંહી લઇ આવ્યા.

હું લોકમાં કલંકીત થઇ છું. માટે હે રાજન હવે તે કલંક રહીત થવા માટે આપ પાસે નમ્રતાપુર્વક વિનંતી ક

કું છું કે એક ભુજંગને પકડી મંગાવો એટલે હું તેને ગુ-
રૂદેવની સાક્ષીએ મારા હસ્તમાં લઇ કંઠમાં આરોપણ કરૂં.
આ સાંભળી રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો તેથી
તેઓ પુર બહાર જઇ સમશાન આગળ તપાસ કરતાં કર-
તાં જોગીએ રાજકુમારને સર્પ બનાવી ઘડામાં રાખી માથે
પાણો મુકી ખાડમાં રાખ્યો હતો તેજ ઘડો તેની નજરે જો
વામાં આવ્યો, તેથી રાજાના સુભટો ઘડામાં પન્નગ જોઇ તે-
જ ઘડો ત્યાં લઇ આવ્યા.

હવે પદ્માવતીએ પોતાના ઇષ્ટદેવનું મનમાં સ્મરણ ક
રી ગુર્યની સનમુખ ઉભી ઘડામાં હાથ નાંખી સર્પને હાથ
માં લઇ ફુલની માળા માફક સર્વ સભા જનોની સમક્ષ પો
તાના કંઠમાં પહેરતાં સર્પની ડોકમાં કાળો દોરો જોવામાં
આવ્યો. આ જોઇ પદ્માવતીના મનમાં શંકા ઉત્પન્ન થઇ
કે વળી આ શું! પન્નગની ડોકમા શા મ વરણનો દોરો કો
ણે બાંધ્યો હશે? માટે લાવ કાઢી નાખું એમ કહી દોરો
છોડી લીધો કે તરતજ સુદરશન રાજપુત્ર પ્રગટપણે થયો ને
તેનું તેજ સુર્યની કાન્તી સરખું શોભવા લગ્યું. આવી અદ્-
ભુત હકીકત જોઇ રાજર્ષી નરસિંહ તો આશ્ચર્ય પામ્યો.
જેથી બંને જણાને એકાંતમાં લઇ જઇ તમામ હકીકત પૂછી.
તેથી પદ્માવતી તથા રાજપુત્ર સુદરશન એ બંને જણા
રાજાને પગે લાગી પોતાની સર્વ હકીકત સાચી નિવેદન
કરી. તેથી રાજાએ વિચારી નંદોશેઠને તેડાવી બધી હકીકત
થી વાકેફ કરી પોતાના પુત્રનું પદ્માવતી સાથે પાણીગ્રહણ

ઘણા ઓછવ મોછવથી કરાવ્યું. એટલે બંને જણા આ સં સારમાં પોતાના દિવસો આણંદપણે ગુજારી સુખ ભોગવી ધર્મ કરણી કરી પરભવણાં પણ સુખી થયાં. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે.

યત : ગજ જંગ વિહંગમ બંધન, શશી દીવા
કરજો ગ્રહ પીડનં.
મતી મતાંચ નીરીક્ષ દરીદ્રતાં, વીધી રહો
બલવાન તુમે મતી. ૧

ભાવી પ્રબળ છે. તેમજ વિધિની ગતી ન્યારીજ છે. જે જેનાથી થવાનું છે તે કોઇ દિવસ મીથ્યા થતુંજ નથી.

દુહા.

વીરસેન નૃપ કહે, સાંભળી સુદર્શન વાત;
ચિતથી ચીંતા પરીહરો, જો વંછો સુખ સાત. ૧
નારી સુશીલા લાવશું, જોઇ જાત બુનિયાત;
સુખ વીલસો ઘરમાં રહી, થાય નહીં ઉતપાત. ૨
એ અવસર એક આવીઓ, નૈમિતીક શીરદાર;
હોક દેવ અભીધાન તસ, જ્ઞાન રત્ન ભંડાર. ૩
પુરવ ઘર પરમારથી, પડી ગ્રહી વેશ ધરંત;
વૃતી તીમીત બળે કરી નહિ શ્રુત ધન વીજીસંત. ૪
રાજ સભાએ આવીઓ, નૃપદીએ આદરમાન;
જ્ઞાની રાજાથી વડો, પામે જગ બહુ માન. ૫
ભુપતિ પુછે તેહને, અમ મંત્રીની નાર;
ગોપની સાથે રય ચડી, ગઇ કપી કુરી ભરથાર. ૬

કીયા દેશમાં જઇ રહી, કહો સકળ તે વાત;
જો તુમ વિદ્યા છે ખરી, ટાલો સંસય વાત. ૭

નિમીતીઓ—પોતાના જ્ઞાનબળે કરી સાસ્ત્રમાં એકી ન જરે ધ્યાન ધરી બોલ્યો કે હે રાજન્! નદી કાંઠેથી રૂપાળી રથમાં બેસી ગોવિંદ ગોવાળ સંગાથે પોતાના ઘરેણાનો દાબડો લઇ આગળ ચાલી ચાલતાં ચાલતાં સંધ્યા વખત થવાથી તેજ અટવીમાં એક વડના વૃક્ષ નીચે રાત્રિ વાસો રહેવાનું નક્કી કરી ત્યા ઉતારો કર્યો. રાત્રિ પડવાથી રૂપાળી રથમાં સુઇ રહી ને ગોવિંદભાઇ ઉઘાડી તરવારે ચોકી કરવા લાગ્યા. મધરાતને સમે એકદમ ઓચિંતી કીકીયારી પાડતાં ભીલ લોકો આવ્યા ને રથને ચારે તરફ ઘેરી લીધો. તેથી રૂપાળીને રથમાંથી નીકળી નાશી જવાનો લાગ ફાવ્યો નહિં. ને ગોવિંદ તો ભીલના ભયથી શ્વાન જેમ પોતાના બે પગ વચ્ચે પુંછડી ઘાલી નાશે તેવી રીતે એકદમ ત્યાંથી નાશી ગયો. ને રથ ભીલ લોકો હાકી જઇ પલ્લીપતિને સોપ્યો. એટલે રૂપાળી બહુ રૂદન કરવા લાગી. ત્યારે પલ્લીપતિએ કહ્યું, હે કુમલાગી! તારે રૂદન શા સારૂ કરવું પડે છે. આપણે ધનનો કોઇ જાતનો તોટો નથી માટે સુખેથી આપણે સુખ વિલાસ કરશું. તેથી રૂપાળી તેની સાથે આનંદે રહી પોતાના દિવસો ગુજારવા લાગી. એક દિવસને સમે, તેને ઘેર ગોવિંદ ભિક્ષા લેવા આવ્યો, તેને ભિક્ષા આપી; સમજાવ્યો કે તું ચંડીદેવીના મંદિરમાં રાત રહે જે હું રાત્રે ત્યા પલ્લીપતિને સાથે લઇ આવીશ. આ સાભળી ગોવિંદ ચંડીદેવીના મંદિરે ગયો. પાછળથી રૂપાળીએ સ્ત્રી ચરિત્ર

કરવું શરૂ કરી રડવા માંડયું ને કહેવા લાગી કે મારા ઉદરમાં શુળનો રોગ થયો તેથી ચુંક આવે છે. એમ બોલી રડવા લાગી તેથી પલ્લીપતિએ તેના પ્રત્યેના રાગને લઇ ઘણા જ ઉપાય કર્યા, પણ કોઇ પ્રકારે શાન્તિ થઇ નહિં; તેથી બહુ દુ:ખ ધરતો અફશોશ કરવા લાગ્યો. તે જોઇ રૂપાળી ગદ્દગદિત કંઠે ધીમે સાદે બોલી કે હે સ્વામિન! જો મને આ શુળનો રોગ આજને આજ મટી જાય તો આપણે બંને જણા રાત્રે ચંડીદેવીની પુજા કરવા જઇશું. એમ કહી શાન્તપણે થોડીવાર સુતી રહી. થોડીવાર પછી હુશાશમાં આવી બોલી કે હે સ્વામિન! દેવીની કૃપા દ્રષ્ટિએ કરી મારો રોગ શાન્ત થયો છે. માટે નિશ્ચિંત થાઓ. પલ્લીપતિએ આ સર્વ સાચી વાત માની તેથી રાત્રે બંને જણા ચંડિકા દેવીના મંદિરે જઇ પુજા કરી રૂપાળી પલ્લીપતિ પ્રત્યે બોલી કે હે પતિ! તમારૂં ખડગ મારા હાથમાં આપો ને તમે માતાજીને સાષ્ટાંગ દંડવ્રત પ્રણામ કરી નમસ્કાર કરો. હું તમારૂં જતન કરવા આંહી ઉભી છું. એટલે પલ્લીપતિએ ખડગ રૂપાળીના હાથમા આપ્યું. ને પોતે દેવીની પ્રત્યે નમસ્કાર કરવા નિચે નમ્યો કે તરતજ ખડગથી રૂપાળીએ તેને મારી નાખી ગોવિંદની સાથે ઉલટભેર આનંદથી તેજ વખતે અરણ્યમાં ચાલતી થઇ અનુક્રમે ચાલતાં ચાલતાં ચોથે દિવસે સાંજ સમે એક નદીકાંઠે બંને જણા આવી પહોચ્યા. ને ત્યાં રાત રહ્યાં. મધ્યરાતને સમયે એક શાર્દુલ (વાઘ) આવી ગોવિંદને લઇ ગયો. આ જોઇ રૂપાળી થરથર ધ્રુજતી એક ઝાડ ઉપર ચઢી ગઇ.

॥ યતઃ ॥

 સુખીની સુખ નિદાનં, દુખિતાના વિનોદ,  ૧
શ્રવણ હૃદય હારી, મન્મથ શાગ્રહ દુતઃ
૧૩ ૨ણુ કવિદ્યત,
વલભઃ કાંણીનીતાં, જયતો જગતિનાદઃ પંચમશ્ચાપ વેદઃ ૧

હવે નદીને બીજે કાંઠે એક જોગી વસતો હતો. તે ઘ
ણોજ સ્વરૂપવાન પણ પગે પાંગળો હતો. તે આ વખતે તં
બુરો લઇ ગીત ગાન કરતો હતો. તેનાં મધુર સ્વરના ગાય
ન સાંભળી ધીરજ પકડી નદી ઉતરી જોગી પાસે ગઇ. તે-
ના રૂપથી મોહીત બની જોગી પ્રત્યે બોલી કે મારો પતિ
મરણ ગયો. તેથી હવે હું તમને વરી ચુકી છું. આ ભવમાં
મારે તમારો આધાર છે.

જોગી—હે! સ્ત્રી તેં સાચું કહ્યું, પણ હું અપંગ છું
માટે અપંગ સાથે સ્નેહ કરવો કાંઇ કામનો નથી. વળી હું
એકલો છું તો મને લોક અપંગ જાણી અસનવસન આપી
જાય છે. પણ જો લોકો તને મારા પાસે દેખે તો અન વસ્ત્ર
ન આપે. તેમ પાસે આવી ઉભા પણ ન રહે, માટે કોઇ
બીજા પુરૂષને હે! કામની તું પસંદ કરી વર.

રૂપાળી—હે! જોગી મેં આપનેજ પતિ કર્યા છે. લો-
કની આપણે દરકાર નથી. મારી પાસે આ ઘરેણાં છે તે
આપણે વેચી આપણા બંનેનું ગુજરાન ચલાવશું. છેવટ
જયારે તે પણ થઇ રહેશે, ત્યારે હું તમને મારા માથા ઉ.

પર બેસારી ગામમાં જઇ મધુર ગીત ગાઇ લોકોને રીઝવી ભીક્ષાવૃતી કરી આપણું ગુજરાન ચલાવીશ.

આવાં મધુરતા ભરેલાં વચનો સાંભળી જોગીએ રૂપાળીને પોતાની સ્ત્રી કરી રાખીને પોતાના દિવસો આનંદે ગુજારવા લાગો. હે! રાજન! રૂપાળી પાસેના ઘરેણાંની ખરચી બંનેને પાંચ વરસ સુધી પહોંચી. પછી રૂપાળી ક ભરણો (સુંડલો) લઇ આવી. તેમાં જોગોને બેસાડી માથે લઇ ગામ, નગર, ચઉટામાં ફરી નર માદા ગીત ગાવાં લાગાં તેથી લોકો તેને અન્ન વસ્ત્ર આપે છે. હે રાજન! એવી રીતે તે રૂપાળી હાલમાં સ્થીતી ભોગવે છે ને પોતાનું નામ યોગીણી પાડયું છે. ભાંગ પીએ છે, હોકા પીએ છે ને ગામોગામ આવી રીતે ભટકવા કરે છે. વિષયવંતને કોઇ દીવસ સુખ મળતું નથી. કામી સ્ત્રી પુરૂષ જગતના દાસ થઇ રહે છે. કામી કોઇનો સગો થતો નથી, ને વિશ્વાસીનો ઘાત કરે છે. માટે હે! નૃપતિ કામીપણું વર્જવું. આવી રીતની કુલટા ઓની વાત નિમીતીયાના મુખથી સાંભળી રાજાએ તેનો સતકાર કરી રજા આપી.

દુહા.

મંત્રી નૃપ એમ સાંભળી, વિસમય પામ્યા ચિત.<br>
આ ભવ કામી દુખ લહે, પરભવ નરકની ભીત. ૧<br>
મંત્રી ભણે સુણ સાહિબા, પુરવે કહી તમે વાત;<br>
નવી પરણી સુખ ભોગવો, લાવીશું મુનાયાત. ૨<br>
તુમ બેઠાં દુક્કર નહીં, જે કરવું મુજ કામ;

પણ હું ભય પામું ઘણો, નારીનું લેતાં નામ. ૩
સર્વે રમણી દુરે તજી, તપ કરશું વન માંહિ;
ઇહ પરભવ સુખ પામશું, જ્ઞાન આનંદ ઉછાંહિ. ૪

આ પ્રકારે વીરસેન મંત્રી રાજા પાસે તપ કરી પોતાના આત્માનું કલ્યાણ કરવાની વાત કરે છે. ત્યાં એક દાસી આવી બોલી કે હે મહારાજા! પોતાના માથા ઉપર ભરણામાં જોગીને બેસાડી એક જોગણીને ગામમાં પોતાના મધુર સ્વરથી ગીત ગાન કરતાં અમે દીઠાં તેથી તેને આપ પાસે તેડી લાવી છું. એટલામાં જોગણીએ ટોપલો ધરણી ઉપર મેલ્યો ને નરમાદા બંને રાજા તથા મંત્રી પાસે મધુર કંઠે ગાવાં લાગ્યાં. આ જોઇ વીરસેને રાજા પ્રત્યે કહ્યું કે જે વાત નિમિતોએ કહી હતી. તે આપ નજરે નિહાળો મેં તેના શરીરના આકારથી ઓળખી કાઢી છે. પણ મને વે ઓળખી શકી નથી.

રાજા—હે જોગણી તું આવા પંગુળને માથા ઉપર મફતનો ભાર લઇ કેમ ફરે છે. એને મુકી દઇ બીજો સારો ભરથાર કેમ કરતી નથી.

જોગણી—હે રાજેન્દ્ર! પંચની શાખે જેની સાથે પરણાવી તેજ પુરૂષને સતી સ્ત્રી દેવની મારફ માને છે. માટે એ ગમે તેવા છે. તોપણ મારે દેવ સમાન છે. હું પતિવ્રતા ધર્મનો કોઇ કાળે લોપ કરૂં તેમ નથી. યાચના કરી, કંતને જમાડી હમેશાં જમું છું હું શિયળવ્રત પાળું છું. તે મુજબ સુરપતિ નરપતિની સ્ત્રી પણ શિયળ પાળતી નહી

હોય તો હે રાજન! મારો સુર્ય સમાન ઉજાળ સ્ત્રી ધર્મ છોડી હું બીજા પુરૂષની વાંચ્છા કેમ કરૂં? આપને મન એ પાંગુળ ને અપંગ છે. પણ મારે મન તો એ મારા ઇષ્ટ દેવ કરતાં પણ અધિક છે.

રાજા—હે સભા જનો? આ ધુર્તને ઠગનારી જોગણીના સદ્‌ [illegible]પણાથી તમો માહિતગાર નહીં હો! પણ હું સંપુર્ણ [illegible] ને એક નિમિતીયાના કહેવાથી તેના અ[illegible]યોથી વાકેફગાર છું તે સાંભળો. આ જોગણીએ પોતાના પરણેલ પતિ આ[illegible]ણા વીરસેન મંત્રીને વાંદરો કરી પોતાના ગોવિંદ નામના યાર સાથે ચાલી ગઈ રસ્તામાં ચોરના ભયથી ગોવિંદ નાશી જતાં પ્રલ્લિપતિના ઘરમાં રહી તેની સાથે અનાચાર સેવાવા લાગી. વળી ગોવિંદનો સમાગમ થતાં પલ્લિપતિને ખડગે કરી મારી નાખી ગોવિંદ સાથે પાછી આગી. રસ્તામાં ગોવિંદ વાઘના પંજામાં સપડાવાથી મરણ થયો એટલે આ અપંગ પંગુળ જોગીને પતિ વારી જોગણ બની છે.

આવા કુલટા સ્ત્રીનો તો રાજનીતિ મુજબ ઘાત કરવો જોઇએ પણ તેણે જોગનું બાનું લીધું છે. માટે ઘાત કરવો વાસ્તવીક નથી. વળી અપંગ પાંગુળ જોગી ઉપર દયા લાવી તેને હું ભિક્ષા આપી કહું છું કે હે દુષ્ટા દુરાચારીણી તારે હવે મારા દેશની હદમાં રહેવું નહિ. રાજાના મુખથી સભા સમક્ષ પોતાની સઘળી હકિકત સાંભળી લજ્જા પામી. એકદમ ત્યાંથી બીજા દેશમાં ચાલી ગઈ [illegible] રખડી ભુખ

ળી ખરેખર ભીખ માગી પોતાનો નિરવાહ ચલાવતા આ-
યુષ્યનો અંત આવ્યે મરણ પામી નરકની અસંત્ય વેદનાની
ભોક્તા બની.

વીરસેન મંત્રી—સ્ત્રીચરિત્ર અગાધ છે, સ્ત્રી ચરિત્રમાં
પ્રવિણ ને જ્ઞાનવંત પુરૂષો પણ મારી માફક આ સંસારમાં
અનેક દુઃખના ભોક્તા થાય છે. એમ વિચારી વૈરાગ્યવંત
થઇ પોતાની પાંચ ઇંદ્રીયોને કબજે કરી ધર્મકરણી કરવા
લાગ્યો ને પુર્ણ આયુષ્ય ભોગવી અંતે દેવતાના સુખનો
ભોગવનારો થયો.

પ્રીય પાઠકવર્ગ—સ્ત્રીચરિત્રનો કોઇ પાર પામ્યું નથી
ને પામશે પણ નહિ જોષાત વિદ્યા જાણનાર પોતાના જ્ઞાન
બળથી આકાશમાં રહેલા તારાઓની ગણત્રી કરવા કદી
પણ હિમતવાન થશે પણ સ્ત્રીચરિત્ર રૂપી તારા ગણવા કોઇ
દીવસ હિમત ધરાવશે નહિ માટે વિષયમાં લપટાઇ લુબ્ધ
બની આપણને મળેલ અમુલ્ય માનવભવને નીરર્થક નહિ
ગુમાવતાં ધર્મ ઉપર દ્રઢતા રાખી પોતાના આત્માના કલ્યાણ
અર્થે તેમજ પરલોકમાં અખંડ સુખ પ્રાપ્ત થવા માટે ધર્મ
કરણી કરવામાં ઢીલ નહિ કરતાં ભાવ સહિત ધર્મનું આ
રાધન કરી આ ભવ પરભવમાં અમુલ્ય સુખ ભોગવો.

## જયરથ રાજાનું ચરિત્ર.

જયપુર નગરમાં જયરથ નામનો રાજા રાજ કરતો હ
તો. તેને મહા બુદ્ધિશાળી ને વિનયવંત દત્ત નામનો પ્રમુ
ખ મંત્રી હતો. તેને શણગારમંજરી નામની યુવાન વયની

એક પુત્રી હતી. તેના ઉપર માતા પિતા બહુ સ્નેહ ધરાવ તાં હતાં.

પ્રિય પાઠકવૃંદ—વ્યભીચારણી દુરાચારણી સ્ત્રી પોતાની જુવાનીના અહંકારમા દિવાના બની જેમ મર્કટે મદિરા પીધો હોય, તેમજ કોઇને વૃશ્ચિક કરેલો હોય, અગર ભુત વળગેલું હોય ને ચેષ્ટા કરે તેમ શણગારમંજરી અનંગરગના ચાળા કરતી નેનરૂપી કટાક્ષ કટારી મારી રસ્તે ચાલતા પુરૂષોને મોહિત કરી કામાંધ કરવા લાગી. એક દિવસ અંગ ઉપર શોળે શણગાર ધારણ કરી પોતાના મહેલના ઝરૂખાની બારીમાં ચોતરફ નજર ફેરવતી ઉભી હતી. તે વખતે ત્યાંથી જયરથ રાજાનું નીકળવું થયું, એટલુંજ નહીં પણ શણગારમંજરી તરફ તેની નજર જવાથી તેની યુવાવસ્થાને રતિકાંતી સમરૂપ જોઇ, અંગોઅંગ અનંગરૂપી રંગથી રંગાઇ જઇ તેના પ્રત્યે મોહિત થયો. તેથી એકદમ રાજકચેરીમાં જઇ દત્તમંત્રીને તેડાવા કહ્યું કે હે! પરમસ્નેહી હિતચીંતક મંત્રિશ્વર તમો તમારી પુત્રીનું પાણીગ્રહણ મારી સાથે કરાવો.

રાજાની આવી વાત સાંભળી દત્તમંત્રિએ ઘણાજ હર્ષથી ઓછવમોછવ સાથે પોતાની પુત્રીને જયરથ રાજા સાથે પરણાવી.

હવે જયરથ રાજા શણગારમંજરીને મહાસતી માની તેની સાથે સંસારનાં સુખવિલાસ ભોગવવા લાગ્યો. એક દિવસે તે શહેરમાં મહા તપસ્વી જોગીરાજનું પધારવું થ

શું. તેથી જયરથ રાજા તેમને નમસ્કાર કરવા ગયા, નમસ્કાર કરી સમયાનું ચિત્ત પુછયું કે હે! મહાન તપસ્વી જોગીરાજ આપને આ યુવાવસ્થામાં જોગ લેવાનું શું પ્રયોજન થયું છે.

જોગી - હે મહેંદ્ર જોગ લેવાના કારણના નિમીત તુમેજ મને થયા છો તે સાંભળો. એક દિવસના સમે શણગાર મંજરીના મહેલ આગળથી તેજ નગરના શેઠનો ધનંજય નામનો પુત્ર રસ્તે થઇ ચાલ્યો જતો હતો. તેને શણગારમંજરીએ દીઠો, તેમજ ધનંજયે શણગારમંજરીને દીઠી અન્યો અન્ય બંને જણાનાં નયનો મળયાં તેમજ એક બીજાના રૂપથી મોહિત બની કામાન્ધ થયાં. તેથી શણગાર મંજરીએ એક ચાંઠી લખી રસ્તા ઉપર ફેંકી તે ધનંજયે લીધી ને વાંચી કામાતુર થયો તેથી વનમાં જઇ એક ઝાડ નીચેથી સુરંગ ખોદી તેના મહેલ સુધી લઇ આવ્યો. તે સુરંગવાટે થઇ શણગાર મંજરી ધનંજયને મળી; તેની સાથે આનંદ વિલાસ કરી સુખ માનવા લાગા.

એક વખતજયરથ રાજા રથવાડીએ ચડી તે વનમાં ગયો તો ત્યાં શેઠ સાથે શણગાર મજરીને રમતાં દીઠી. શણગારમંજરીએ પણ રાજાનેદીઠા. તેથી એકદમ સુરંગવાટે થઇ પોતાના મહેલમાં આવા ઝરૂખામાં બેઠા જયરથરાજા આવી જુએ છે તો ઝરૂખાની બારીમાં બેઠેલી જોઈ તેથી શંકા રહિત થયો. વળી એક દિવસ નાટક થતું હતુ. તે વખતે શણગાર મંજરીને પરપુરૂષ સાથે ખેલતી દીઠી.

એટલે મહેલે આવી તરત જોયું તો શણગારમંજરી પણ સુરંગવાટે થઇ રાજા પહેલાં આવી પોતાની શયા ઉપર ઉંધવા લાગી. ઉંઘતી જોઇ રાજા શંકા રહિત થયો. શણગાર મંજરી સ્ત્રી ચરિત્રની કળા કોશલ્યતાએ રાજાને પડેલ શંકા તદન દુર કરવા સારૂં મધુર વચણેથી આંખમાં આંસુ લાવી બોલી કે હે સ્વામીન! આંહીથી તમે જાઓ છો. એટલે મારાથી એકલું રહેવાતું નથી. માટે હવે આપ મારી પાસેથી ક્ષણ પણ જુદા પડશો નહીં. જયરથરાજા તેનું સ્ત્રી ચરિત્ર સમજી શકયો નહીં તેથી જેમ ધંતુરનું પાન કરેલ માણસ જે કાંઇ કહીએ તે સાચું માને, તેવીજ રીતે જયરથરાજાએ શણગાર મંજરીની બધી વાત સાચી માની.

એક દિવસ રાજા તથા શણગાર મંજરી બંને રથમાં બેશી વનક્રીડા કરવા ગયા; ત્યાં રાત્રી પડી જવાથી એક એક વૃક્ષ નિચેની ઘટામાં સુતાં ત્યાં અકસ્માત શણગાર મંજરીને સર્પે ડંસ કર્યો. તેનુ ઝેર ઉતરવા સારૂં રાજાએ એ ઘણાજ ઉપચાર કર્યા. પણ કોઇ પ્રકારથી તેનું ઝેર ઉતર્યું નહિ ને મરણ તોલ થઇ ગઇ તેથી રાજાએ શણગાર મંજરીનું મરણ થયું જાણી તેના શબને અગ્નિદાહ દેવા સારૂં વનમાંથી કાષ્ટ વિણી, ભેગા કરી ચેહ ખડકતો હતો. તેવામાં આકાશ મારગે થઈ વૈમાનમાં બેસી કોઇ વિદ્યાધર તીર્થ જાત્રા કરવા જતો હતો. તેને આ હકાકત જોઈ તેથી નીચે ઉતરી; તેના ઉપર દયા લાવી પોતાના મંત્ર બળે કરી શણગાર મંજરીને સર્પનું ચડેલું ઝેર ઉતાર્યું તેથી જય

રથરાજા બહુજ આનંદ પામ્યો ને વિદ્યાધરને નમી તેનો બહુજ આભાર માન્યો. વિદ્યાધર ઉપકાર કરી પાછો પોતાના વમાનમાં બેસી આકાશ માર્ગે તિર્થ યાત્રા કરવા ગયો. આંહિ હજુ રાત્રિ બાકી હતી. તેથી રજા પાછો નિંદ્રા વશ થયો; શણગારમંજરી જાગતી હતી. ત્યાં ઓચિંતો ધનંજય આવ્યો. તેને જોઇ ઘણો હર્ષ પામીને કહેવા લાગી કે હે પ્રિય! રાજા ઉંઘે છે માટે ચાલો આપણે દેશાન્તર જઇ સુખવિલાસ ભોગવી આપણા દિવસો સુખમાં નિર્ગમન કરીએ.

ધનંજય—હે પ્રાણવલ્લભા! તું તો ભોળી છો; નરેશ્વર જીવતાં આપણાથી ક્યાંય પણ રહી શકાય નહી કારણ કે આપણે ગમે ત્યાં હોઇએ; પણ તે પગેરૂં કાઢી આપણને પકડી મારી નાખે.

શણગાર મંજરીએ આ વાત સાંભળી પાસે પડેલી અશિધારા હાથમાં લઇ જયરથરાજાને મારવાને તૈયાર થઇ જેવી મારવા જતી હતી આવું અકૃત્ય કરતી જોઇ ધનંજય એ તેની પાસેથી તરવાર પડાવી લઇ તેને સમજાવી. રાજેન્દ્રને જીવતો રાખ્યો; આવો કામાન્ધપણે અનરથ કરતી જાણી મનમાં ચિંતવવા લાગ્યો કે, અહો હા? ધિકાર છે કામ વિકારને.

ગાયન.

જન જુઓ વિષયના અંધારે કેવા કરે ધંધા;
વૃદ્ધ છતાં વ્યભિચારે વળગે, કુળ મર્યાદા મુકી અળગે;.

સદ્ગુણ ખોઇ સાંધારે, કેવા કરે ધંધા. ૧
ચિત્ત હરવા કરતા બહુચાળા, છતાં કુરૂપા બને રૂપાળા;
કરે ખુશામત ખંધારે, કેવા કરે ધંધા. ૨
અંગ ધુજ રાખે અટકાવી, અબળ છતાં દોડે બળ લાવી;
બનવા બેવડ બંધારે,—કેવા કરે ધંધા. ૩

ગાયન ૨ જું.

મન મુરખ કોટી ધિઃકાર (૨)
વ્યભિચારના વિચાર મન ધરે અપાર.
નિંદશી નયન થકી રૂપવતિ નારી નારી,
સાધુનો સ્વભાવ સહુ હાંય ગયો હારી;
થાવાનો ખુવાર કરે ઉંધા ઉપચાર. મન.
અતિથી બનીને આવ્યો એથી નહીં મારૂં મારૂં,
દરશન તારૂં હવે લાગે મને ખારૂં ખારૂં;
જા કહું છું કાંમ મારા દેહથી બહાર—તુજ.
અરેરેરે! કામ શું નથી કરતો.

ગાયન.

ગામ મુકાવે, ભાન ભુલાવે, તરત તજાવે ધિર;
જોગીને તો ભોગી બનાવે, કાયરને શુરવિર—ભાન
માનનિઓના માન મુકાવે પ્રિતમને આધિન બનાવે.
ધ્યાની જનનાં ધ્યાન ચુકાવે, રમણિની પાછળ રઝળાવે;
રામ તજીને શામા રટતાં, જ્યાં લાગ્યું મુજ તિર—ભાન
ઝાઝું મુખશું બોલી બતાવું, શિવજીનો પણ જોગ ચુકાવું;

હું કહે તો તો તે આ આવ્યું, ઝડપ બીડુંને ઝપટ જાતુ.
કામદેવ કામાન્ધ બનાવી, નરકે નાખે વિર.—ભાન.

ગાયન

ધિક ધિક તારા પ્રેમને, ધિક ધિક તારી મન;
પ્રેમદા બુદ્ધિ પાનિએ, સાચી જાણી લીધિ બાવાર.
કામ કુંડાં જાણે, એથી નિચું શું નિરધાર;
પડિ એ નરકખાણે, માટે ચિત તું કર કંઇ વિચાર.
સુબુદ્ધિ પ્રમાણે, નિજ ધર્મ તજીને, કેમ અવરશું માણે છે.

અહાહા! વ્યભીચારનું સેવન કરવાથી સુખ માની, મહા મેહેનતે મેળવેલી સુકીરતી ઉપર ધુળનો થર જમાવી કીરતીને ઢાંકી દે છે ને ઇજતને પણ ખામી લગાડે છે પર સ્ત્રીની સોબત કરનાર પુર્ણ પાપીષ્ટ ગણાય છે વળી પરસ્ત્રી માં લુબ્ધ થયેલા પુરૂષને જરા પણ જંપ કોઈ ઠેકાણે વળતો નથી ને તેના અંગમાંથી સંતાપ રૂપી રોગ કોઇ દીવસ દુર થતો નથી.

હે મન! જેઓ પરસ્ત્રીના રાગી થયા છે તેઓ નરક નાગોદનાં અસહ્ય દુઃખના ભોક્તા થયા છે. સંસારમાં પર સ્ત્રી પાપના ઢગલા સમાન છે, પરસ્ત્રી પ્રથમ મીઠું મીઠું બોલી પોતાની મોહરૂપી જાળમાં ફસાવી છેવટે પ્રાણની હાની કરી દે છે. આ સંસારમાં સ્ત્રી પોતાની મોહજાળમાં ફસાવવા ખાતર કહે છે કે તમારા શિવાય આ જગતમાં બીજા પુરૂષ મારે ભાઇ બાપ સમાન છે એવા આકરા આ

કરાં સોગંદ ખાઇ છળભેદવડે ભલાભલા ન વર છેલછબીલા જ્ઞાની, ધ્યાની પુરૂષોને પણ ભરમાવી ફાંસામાં નાખી પ્રાણ રહીત કરી નરકગામી કરે છે.

અરે મન! સ્ત્રી કુડકપટનો કોશ છે, કુચેષ્ટા અને લાગ મળતાં સ્ત્રીચરિત્રનો સાગર છલકાવા દેનારી છે. સ્ત્રી પાકાં બોરની માફક ઉપરથી રસિલી ને મીઠી છે; પણ અંદરથી તેનું અંતઃકરણ ઠળીયા માફક કઠોરતાથી ભરપુર ભરેલું હોય છે. પોતાનો સ્વારથ સાધવા સુધી તે આધીન થઇ રહે છે તે તુષ્ટમાન થયે તન, ધન, ને જોબન હરી લે છે ને રૂષ્ટમાન થયે ઇજતને પ્રાણ વગેરે હરી લે છે.

સવૈયા.

નારીકો નેહ શરદકો મેહ, ઉસકો ત્રેહ જુગારીકી માયા,
નીચકો સંગ પતંગકો રંગ, લંપટકો ઢંગ પ્રતિકુળ વાયા;
સુમકી સેવ, પાખાણકો દેવ, રૂછાણકો લેવ, ઉદારીક કાયા.
ખારમેં ખેત વીમાતકો હેત, ખોડીદાસ તે અસાર કયાં.

મનહર.

માનની મોહનવેલ, મહીપર રહી ફેલ, સાંકળ્યા ચતુર છેલ;
રામાં રંગ રેલજી, ચપળ સ્વભાવ દુષ્ટ, જુઠ કરી હાવભાવ;
ઇંદ્ર ચંદ્ર મહી રાવ, વશ કર્યા બેલજી.
બોલત અમૃતવાણ, અંતરવિષકી ખાણ, મારી નેન બાણ નર,
કીધા તર ધેલજી. દીલડાંકી ચિઠી મીલ, દહન અંગીઠી, મતા
જાણ મન મીઠી, ખોડીદાસ કહે મેલજી.

માટે હે મુઢ મન તું વીચાર ને સમજ  આ અસાર સંસારમાં મનુષ્ય જન્મ પામી જો તારી આત્માનું કલ્યાણ નહિ કરે તો પછી તારી  શી ગતિ થશે  સ્ત્રીઓએ મહાન તપસ્વીઓને પણ પોતામાં ફસાવી આ ભવાટવીના ફેરામાં પરીભ્રમણ કરતા કર્યા છે.

મનહર.

વિના બ્રહ્મચર્ય રૂપી, શોભત નહિ સુખી;
જમદગ હુવો દુખી, ભામા રંગ ભાવીયો,
શંકરશું ધ્યાન ધર, ઉમીયા પ્રપંચ કર;
ભીલડીકો રૂપ કર, શીવકું નચાવીયો.
આદર અષાઢ ભુત, અરણીક શ્રેણીક પુત્ર;
નંદીખેણ કામ પુત ફીર સ્થીર આવિયો.
ઇંદ્ર ચંદ્ર નરેંદ્ર, વિકલ વિષય વિંધ;
ખોડિદાસ સુખમેં શિયળપંત ફાવિયો.
વનિતાકો વશ પડે, સંસારમેં રડવડે;
જમહીકો કર ચડે, પાયો દુઃખ પારકી.
લોકનમેં હોત ભાંડ, અવનિશ લેત દંડ;
મારી કરે સત ખંડ, છંડો રંડ યારકી.
નયણમેં નિંદ નાવે, ભોજન તો નવ ભાવે;
આરત રૂદર ધ્યાવે, હાણી કરે સારકી;
ઘેલો જયું ભમતો ભમે, શીત તાપ આપ ખમે;
ખોડીદાસ નાવિ ગમે, એસી ગત જારકી.

ઝુલણા છંદ.

પરનારીકે સંગમે રાચ રહો શઠ, સાધુકે સંગતે ભાગતાહે;
જડ મુઢ હેવાનસે પ્રિત કરી, અરૂ રંડિયુ કે સગ લાગતાહે.
ગાંજો ભાંગ મફરકે કેફ કરે, જુવારે ખેલણેકું બુદ્ધિ જાગતાહે;
ખોડિદાસ કહે ખબરદાર બંદા, તેરા મુખબી જુતિયું માગતાહે.
જર જોબન મદમે અંધ ભયો, નિત નારીસે નેહ લગાવતાહે,
શીર કેશ સમારત દાંતિયેસે, ખુબ તેલ ફુલેલ લગાવતાહે.
તનુ દર્પણ દેખી વેશરચે, હાથ વાંકડિ મુછ ચડાવતાહે:
ખોડિદાસ કહે ખબરદાર બંદા, તેરા કાળ અચાનક આવતાહે ૨

માટે હે મન તું હવે બધા પ્રપંચને ફંદથી મુક્ત થઇ ધર્મ કરવા તત્પર થા; જીવ આવ્યો છે એકલો ને તેને જવું છે પણ એકલું. સાથે ધન દોલત વગેરે કશું આવનાર નથી પણ ફક્ત સાથે પુન્યં પાપ આવનાર છે, વળી આ દેહ ક્ષણભંગુર છે. વળી સગાં સંબંધી સર્વ સ્વારથના છે. સંસાર સ્વપ્ના સરખો છે. બાજીગરની બાજીની પેઠે દો ઘડીકા દેખણા અંતે ધુલકી ધુલ છે. હે ચેતન! આજ સુધી તું સ્વાર્થમાં ને કામમાં અંધ બની અનેક કપટ જપટ કર્યાં માટે હવે તું નિષ્પાપ થવા માટે ધર્મનું આરાધન કરી આ ભવ પર ભવમાં સુખનો ભોક્તા થા.

આવી રીતે ધનંજય પશ્ચાતાપ પામી સંસારથી વિમુખ થઇ વૈરાગ્યવાન થઈ દિક્ષા ગ્રહણ કરી પોતાના આત્માનું તેમજ પરનું કલ્યાણ કરી અંતે પરભવમાં પણ સુખનો

ભોક્તા થવા ધર્મનું આરાધન કરતો કરનો હે નરેંદ્ર! તારા શહેરમાં આવ્યો છે તેજ હું ધનજય અને તે વનમાંથી તમો તમારા મહેલમાં જઇને વઢેલી શણગારમંજરી સાથે સુખવિલાસ ભોગવવા લાગ્યા છો.

જયરથ-હે મહારાજ! હવે તે સ્ત્રી મરીને કયાં જશે?

જોગી—તે અહિંથી મરી નરકમાં જઇ અનંતા ભવ રઝળશે.

જયરથરાજા આ સાંભળી વૈરાગ્યવંત થઇ રાજપાટ તજી દઇ દિક્ષા ગ્રહણ કરી પોતાના આત્માનું કલ્યાણ કરી અંતે પરભવમાં પણ સુખનો ભોક્તા થયો.

## લોભ ઉપર અંગદત્તશેઠની કથા.

રોહણપુર નામના નગરમાં અંગદત્ત નામનો મોટો ધનાઢય શાહુકાર વસે છે તેની પાસે બત્રીસક્રોડ સોનૈયા તો ત્રીજોરીમાં રોકડા પડયા છે છતાં વેપાર કરે છે એટલુંજ નહિ પણ એક પાઇ સારૂ પારકી વેઠ કરે છે, તેમજ એક પઇનો પણ કોઇનો ધાસ કે રેશ ખમતો નથી એવો તે અતિશે કૃપણ છે. તહેવારના દિવસે પણ તેના સગાં કુટુંબી તેનું ઘર જોવા પામતા નથી તેમજ ધરમની વાત પણ તેને રૂચતી નથી. દાન, માન કે સનમાન કરવાની વાત જયાં થતી હોય ત્યાંથી પોતે દુર ખસી જાય છે.

બ્રાહ્મણ, કાપડી કે કોઈ ભીક્ષાચરની જાત તેના ઘર

આગળ પ્રવેશ કરી શકતી નથી, કદી ખડકીને કોઇ અડી જાય તો તેને પણ મુષ્ટિનો પ્રહાર કરે છે.

મલેચ્છના ઘર આગળ જેમ કોઇ જાવાની ઇચ્છા કરતું નથી. તેમ આ શેઠને ઘેર પણ જાવાનું, મન કોઇ કરતું નથી. વળી જેની ધન હરવા નિમિતે હમેશાં જમ જેવી દ્રષ્ટિ રહે છે. તેમજ અહિંની જેમ વિક્રાળ ગતિ છે. તેવા જ પ્રકારની લોભીપણાના અવગુણને લઇ આ શેઠની વિ. ક્રાળ ગતિ છે. એક દિવસ શ્વાન પોતાના ઘરમાંથી ઘેંસ ખાઇ બહાર નિકળ્યો. તે શેઠની નજરે ચડયો. શેઠે જોયું તો તેનું મુખ ઘેંશથી ભરેલું હતું. તેથી તેનું મુખ લોહિને ધોવા લાગ્યો તેથી શ્વાને શેઠના કાને બટકું ભર્યુ. તેથી શેઠને કાનેથી રૂધિર નિકળવા લાગ્યું, તોપણ શેઠ શ્વાનને છોડતા નથી તેથી ઘરમાંથી તેના પુત્રોએ આવી તેને છોડાવ્યા.

આ શેઠને ચાર પુત્ર છે. તેની ચાર વહુરો છે. તેને પુરૂં અનાજ પણ જમવા મળતું નથી. તેમજ સારા વસ્ત્ર ઘરેણા પણ પહેવા મળતાં નથી. આવી શેઠની કૃપણતાને લઇ તેઓ બહુજ અકળાઇ ગઇ છે. પણ શું કરે લાચાર બની પોતાના દિવસો દુઃખમાં નિર્ગમન કરે છે. એવા અવસરને વિષે આકાશ મારગેથી અંતરિક્ષથી યોગણી શેઠ ના ઘરમાં ઉતરી. આ જોઇ ચારે વહુરો તેને પગે લાગી. ભોજન કરાવી પુછવા લાગી કે, હે યોગણી! સસરોજી દ્વાર પાસે બેઠાં છતાં આપ કેમ આંહી આવી શકયા.

જોગણી બોલી હું આકાશ મારગેથી અધરથી તારા ઘરમાં ઉતરી આવી છું. તે સાંભળી આશ્ચર્ય પામી, તેની ભક્તિ કરી ચારે જણીઓ રોઈ પડી, તેથી જોગણીએ પુછ્યુ કે, હે પુત્રીઓ! તમો કેમ રૂવો છો. ત્યારે ચારે જણીઓ બોલી કે, હે માતાજી! અમોને બહુજ દુઃખ છે. આ સાંભળી તેની ભકિતના પ્રભાવથી તેના પ્રત્યે કરૂણા ધરી તેને આકાશગામિની વિદ્યા તેને આપી તેથી ઘણીજ ખુશી થઇ જોગણીનો વિનય કરી તેને ઇનામમાં પોતાનાં ભુષણ આપ્યાં તે લઇ જોગણી આકાશમાર્ગે ચાલી ગઇ. એક દિવસ ચારે જણીઓએ એક મત કરી રાત્રિને વખતે સર્વે નિંદ્રાદેવીને વશ થયા પછી એક કાષ્ટ ઉપર ચડી રત્ન (સોનાના) દ્વીપે જઇ ચારે જણીઓ આનંદે ખેલતી મોજ શોખ કરી શેષ નિશા રહી એટલે ત્યાંથી ચાલી પોતાને ઘરે આવી સૌ સૌને ઠેકાણે સુઇ રહી. એમ દરરોજ રાત્રીની વખતે જઇ મોજ કરવા લાગી. એક દિવસ ઘર પાસે કાષ્ટનું લાંબું તે પહોળું થડ જોઈ ઘરના મુખ્ય નોકરના મનમાં શંકા આવી તેથી તે રાત્રિના ભાગમાં જાગતો રહ્યો ને જોયું તો કાષ્ટ ઉપર ચડી ચારે જણીઓ આકાશમાર્ગે ગઇ તેથી બીજે દિવસે નોકર તે લાકડાની પોલમાં અગાઉથી પેસી ગયો. હવે વખત થયે હમેશાની માફક ચારે જણીઓ કાષ્ટ ઉપર ચડી ત્યાં આવી ક્રીડા કરવા લાગી. નોકર પોલમાંથી બહાર નીકળ્યો ને જોયું તો ચારે દિશાએ સોનુંજ દેખવા લાગ્યો તેથી બહુજ આશ્ચર્ય પામી 'આનંદ' પામ્યો જેથી

એ ધટ સોનાની સાથે લઇ લીધી ને પાછો પોતે તો કાષ્ટની પોલમાં આવી બેસી ગયો; ચારે જણીઓ ક્રીડા કરી આવી કાષ્ટ ઉપર બેસી પાછી દરરોજની માફક ઘરે આવી સુઈ રહી; નોકર પણ કાષ્ટની પોલમાંથી બહાર નાકળી સુઇ રહ્યા.

નોકરને દ્રવ્યપ્રાપ્તિ થઇ તેથી અહંકારમાં આવવાથી ગયો જે કોઇ ઘરના કામ કરવાનું કહે તો તે ઉન્મત્તપણે વરતે ને થાય છે, થાય છે, એમ ગર્વથી નોકરીની દરકાર ન રાખતાં બોલે ને શેઠનો હુકમ પણ માને નહીં તેથી શેઠે વિચાર્દું કે આ માણસ પાસે દ્રવ્યનું જોર થયું હોય એમ લાગે છે માટે તેણે તે કયાંથી પેદા કર્યું તે આપણે જોવું કારણ જો દ્રવ્યનું જોર ન હોય તો તે આમ ગર્વમાં આવી મદિરા પીધેલ માણસની માફક ઉનમતપણે આપણી સામો કોઇ દિવસ બોલે નહિ માટે હવે તેને મીઠા વચનથી બોલાવી વશ કરી વખત આવે તેનું પેટ લેવું એમ ચિંતવી એક વખત મધુર વચનેથી બોલાવી પુછયું કે તું પશુને ચારવા સારૂ વનમાં કેમ જતો નથી ત્યારે નોકરે જવાબ આપ્યો કે હું પણ હવે તમારા જેવોજ છું મારે તમારી નોકરી કરવાની પરવા નથી, પશુ તો ગોવાળ હોય તે ચારે મારે તો ચાર શેર સોનું છે એટલે મારે કોઇની ઓશીયાળ નથી; હું તો એક રાતમાં ધનવાન્ બન્યો છું. આ સાંભળી શેઠ તો બહુજ આશ્ચર્ય પામ્યા તેમ તેની વાત જાણવા સારૂ તેને મેવા, મીઠાઇ, વગેરેનું ભોજન કરાવી રાજી કરી પુછયુ કે તું કેવી રીતે ધનવાન થયો તે તો હે ભલા માણસ તું

કહેતો ખરો! હું તે સાંભળી બહુજ રાજી થઇશ. આવી રીતે શેઠના મીઠા વચનથી નોકર ફુલાઇ ગયો ને સઘળી હકીકત કરી શેઠને મોઢે કરી આપી.

શેઠે નોકરની મુળથી વાત સાંભળી લોભના વશથી વિચાર કર્યો કે આપણે પણ એક વખત જાવું તો ખરૂ ને વહુરોનાં ચરિત્ર જોવાં. એમ ધારી કાષ્ટની કોતર (પોલ) માં પેશી ગયો હવે હમેશાની માફક ચારે જણીઓ રયણીને સમે કાષ્ટ ઉપર બેસી રયણદ્વીપે આવી ક્રિડા કરવા સારૂ તેઓ એક મેદાનમાં ગઇ ને ત્યાં આનંદે ક્રીડા કરવા લાગી.

શેઠે કોતરમાંથી બહાર નીકળી જોયું છે તો ચારેતરફ સોનું ને સોનું જોવામાં આવ્યું તેથી લોભના વસેથી ઘણુંજ રાજી થઇ કાષ્ટનું સઘળું કોતર સોનાથી ભરી લીધું ફકત પોતાને બેસવા જેટલોજ મારગ અંદર રાખ્યો ત્યાં તે બેશી ગયો હવે તે ચારે જણીઓ ક્રીડા કરી પાછી કાષ્ટ ઉપર ચડી આકાશમાર્ગે કાષ્ટને ઉંચું ચડાવી ચાલવા માંડયું ચાલતાં ચાલતાં મધ્ય દરીયા વચે આવ્યાં પણ કાષ્ટમાં ઘણો ભાર થઇ જવાથી કાષ્ટ મારગ કાપવા માંડયું નહી ને ઉભું થઇ રહ્યું એટલે ધનશ્રી નામની વહુએ ત્રણે જણીઓને કહ્યું કે આ કાષ્ટ એક સરખું કેમ ચાલતું નથી, ત્યારે તે બોલી કે હે બાઇ! હવે આ કાષ્ટ બહુ કાળનું હોવાથી જીરણ થઇ ગયું છે માટે તેને સમુદ્રમાં નાંખી આવો. ને આપણે ચારે જણીઓ આંગળીએ વળગી શ્વાસ ઘુંટી આપણા લુગડાંમાં પવન ભરી વિદ્યાધરીઓની માફક આપણે નગર પોચશું

કારણ કે હવે આપણું નગર અહિંથી દુર નથી ને કાલે નવું કાષ્ટ આપણે લાવશું. આ સાંભળી શેઠ તો અંદર થ-રથર ધ્રુજવા લાગ્યા ને જાણ્યું કે આપણું વગરમોતે મોત આવ્યું એમ જાણી લાજ મુકી બોલ્યા કે હે વહુરો ! તમે આ કાષ્ટને સમુદ્રમાં નાંખશો નહિ કારણ કે તમારાં આ-ભુષણો કરાવવા સારૂ હું જ તમારી સાથે આવ્યો છું ને કનકે કરી આ કાષ્ટનું કોતર મેં ભરેલું છે.

આવો ઓચિંતો કોતરમાંથી પોતાના શ્વસુરનો અવા-જ સાંભળી ચારે જણીએ વિચાર્યું કે? સસરે આપણો સ્વચ્છંદપણાનો ખેલ જોયો. તેથી હવે તેને આપણે જીવ તો રાખવો એ યોગ્ય નથી કારણ કે છંછેડેલા નાગને જો જીવતો રાખીએ તો તે કોઇ વખત પણ કરડયા વિના રહે જ નહી. સસરો આ વખતે પોતાનો જીવ બચાવવા ખા-તર આપણને આભુષણ બનાવી આપવાનું કહે છે. પણ તે આશા ખોટી જાણવી. માટે ખારે પાણીએ ખસ જાય છે. ને આપણને સદાનું સુખ થાય છે. વળી રોવું કુટવું પણ પડતું નથી. એમ ચિંતવી કાષ્ટને દરીયામાં ફેંકી દીધું ને ચારે જણીઓ પોતાને ઘેર આવી. સુખેથી આનંદમાં પોતાના દીવસો ગુજારવા લાગી.

પ્યારા પાઠક વૃંદ—જુઓ અતિલોભ કર્યાથી મંગ-ળદત્ત શેઠ અધવચ દરીયામાં મરણ પામ્યો તો અતિ લોભ કરવો એ કામનો નથી. શાસ્ત્રમાં તુલશીદાસે કહ્યું છે કે.—

## સાખી.

લોભ પાપકો મુલહે નર્ક મુલ અભિમાન;
જો તરનેકું ચાહોતો, છોડલોભ અભિમાન.

વળી જૈન ધર્મમાં પણ લોભ નહીં કરવા વિષે કહેલું છે સાંભળો.

## લોભપરિચશી.

લોભી મનુષ્યની પ્રીતિ ન કીજે,
લોભીને અટકળીએ લીજેજી;
દિલની વાત કહેતાં તીણ આગે,
તીણ શું આપણા કાજ ન સીજેજી. લોભી ૧
લોભીને તો લજ્જા ન કાંઇ, નેહ કપટ લોભીજોડેજી;
વિસારી ઘે મૈત્રી વહાલાશુ, પ્રીતિ પહેલાશુ ત્રોડેજી. લો૦
લાલચન જાવે લોભી મનુષ્યને, મનની તૃષ્ણા ન મુકેજી;
ધરજા મરજાને વિસરજા, ચિતની વાત ન ચુકેજી લો૦
લોભી ધન ધરતીમાં ઘાલે, ઉંડી ખણી ખણી ખાડાજી;
તડફ તડફ દુઃખેદિન કાઢે; તે ધન જાવે ઓરને આડાજી. લો૦
લોભી માણુસ તો હોયે લબાડી, ગુણઅણ હુતા ગાવેજી;
જો આપણો સ્વાર્થ નવીપહોંચે, તો અવગુણ અણહુતા ઉડાવેજી.
લોભીશું દાન દીયો નવી જાવે, હરખે હાથ ન હાલેજી;
પાપ ઉદયે પોતે દીયો નવીજાત્તે, લોભી દીયે તેહને પાડેજી લો૦
લોભી છતે દ્રવ્યે લુખું ખાવે, ઓઢા ધાન્યની બાટીજી;

દોલતવંત પણ દામ ન ખરચે, માયા પકડી કાઠીજી. લો૦
કુડા સોસ કથન કેઇ કાઢે, એકમાયા શું લય લાગીજી,
ધર્મ કર્મની ખબર ન કાંઇ. એક રૂપૈયાનો રાગીજી લો૦
લોભી તો તુરત કરે બડાઇ, લોભી હુવે જાવે લુણ હરામી;
લોભી મનુષ્ય તો ગળુ કપાવે, મહાલોભો નરકનો ગામો. લો૦
પાપનું મુળ તો લોભ કહાએ, ગુણ સઘળા લોભો બાળે:
લોભી માણસ તો સુમ કહાવે,તેનો નામ પ્રભાતે સહુ ટાળે.લો૦
લોભી તો ગુણ કીશું ન રાખે, લોભીને નહીં કાંઇ લજ્યાજી
વહાલાં સગાં શું ગાળજ બોલે,કરે કોડીને માટે કજીઆજી.લો૦

'મારા પ્રિય વાંચકો લોભ એ પાપનું મુળ છે. એ નિરવિવાદ છે. માટે અતી લોભ કરવો નહીં ને પોતાના આત્માને સુખમાં રાખી હમેશાં સંસારમાં સદાચરણમાં ચાલી સુખ ભોગવવાં નિમીતે ધર્મકરણી કરવામાં ઉમંગી થવું. જેથી આ ભવમાં તેમજ પરલોકમાં અનંતા સુખની પ્રાપ્તિ મળે ઇતિ.



# જાહેર ખબર.

મારા શાણાને સજ્જન બંધુઓ અમારે ત્યાં નીચે લખેલા પુસ્તકો તૈયાર છે. જોઇએ તો મંગાવી લેશો.

| પુસ્તકોનાં નામ. | કીંમત. |
| --- | --- |
| રેહનેમી ને રાજુલનો સંવાદ | ૦—૨—૦ |
| જયચંદ્ર સ્વામીનું સંક્ષિપ્ત જન્મ વૃતાંત. | ૦—૩—૧ |
| સતીસુમતિ કાપે કુમતિ યાને હિતશિક્ષા. | ૦—૨—૦ |
| છપાય છે. | |
| મનહર સુંદરી | ૦—૨—૦ |

ઉપરના પુસ્તકો તૈયાર છે જેને જોઇએ તેમણે મંગાવી લેવા નકલો જુજ રહેલી છે.

અમારે ત્યાં વખણાતા શુદ્ધ સાચા મોતીના સુરમા. જેવા પ્રકારનો જોઇએ તેવો આંખને ઝાંખ ફુલું પડેરે વગેરે તોડી સાફ કરનારો ઉત્તમમાં ઉત્તમ તૈયાર મળે છે. ખાસ લેવા ઇરાદો હોય તો પુછી ખબર મંગાવવા કીંમત તોલા ૧) એકનો સારા માલનો રૂપીઆ એક.

બાળકોના શરીર સરક્ષણની સોગઠીઓની ડબી નંગ ૧ માં નંગ ૨૦ વીસુનો રૂ ૦૧ પા આ સોગઠી રોજ બાળકને ઘસી પાવાથી કોઇ વખત બાળકને ભરાવાનો કે બીજા કોઇ પણ જાતના રોગો ઉપદ્રવ થવા પામતા નથી.

મળવાનું ઠેકાણું.

જામનગર. } માસ્તર ઉકચંદ જેઠાભાઇ મેતા.

મોઢાના ડેલામાં.

# ઇનામો.

| | | |
|---|---|---|
| ૧ | જડાવ હીરા માણેકનો હેમનો હાર રૂપીઆ ૨૧૦૦ નો | ૧ |
| ૨ | કિનખાબની સાડી | ૨ |
| ૩ | મેથા ભાતની હેમની સાંકળી (દરેક મ. ૧૮) | ૩ |
| ૪ | રેશમી પાઘડી | ૧૦ |
| ૫ | હેમની પોંચી | ૩ |
| ૬ | ગોહનમાળા હેમની (દરેક મ. ૫) | ૫ |
| ૭ | કાંડે બાંધવાની ઘડીયાળ | ૫૦ |
| ૮ | રેશમી પીતાંબર | ૧૦ |
| ૯ | પીતળની લોટી (ગારોહી) | ૧૦૦ |
| ૧૦ | હેમનાં કાનાં હાથનાં | ૧૦ |
| ૧૧ | કેકનાં કંદોરા રૂપાના | ૫૦ |
| ૧૨ | જરમનના મોટા થાળ | ૩૦ |
| ૧૩ | ખીસ્સા ઘડીયાળ | ૧૦૦ |
| ૧૪ | રૂપાના ઘેવર | ૨૫ |
| ૧૫ | રૂપાના સાટા | ૩૦ |
| ૧૬ | હેમની માદેડી | ૧૦૦ |
| ૧૭ | હેમની વીંટી | ૫૦૦ |
| ૧૮ | રૂપાના અછોડા | ૧૦૦ |
| ૧૯ | ફેનસી છત્રીઓ | ૧૦૦ |
| ૨૦ | હેમનાં બટન | ૧૨૫ |
| ૨૧ | હેમના કરડા | ૧૨૫ |
| ૨૨ | રૂપાના છડા | ૧૧ |
| ૨૩ | રૂપાની માદેડી | ૧૦૦૦ |
| ૨૪ | કોપરબરાસનાચમચા (ફે) | ૨૦૦૦૦ |
| ૨૫ | રૂપાની વીંટી (તકસી) | ૧૫૦૦ |
| ૨૬ | કાચના ગ્લાસ (ફેન્સી) | ૧૦૦૦ |
| ૨૭ | ચીનાઈ ફેન્સી અડાળી | ૪૦૦૦૦ |
| ૨૮ | ફેન્સી રૂમાલ | ૨૫૦૦૦ |
| ૨૯ | દર્પણ ફેન્સી | ૧૦૦૦૦ |
| | | ૧૦૦૦૦૦ |

ઉપરનાં એક લાખ ઇનામોમાંથી ખરીદેલી બુક ઉપરાંત એક ઇનામ દરેક જણને મળશેજ પણ તે મોટી અથવા નાની કીમતનું તેના નસીબ ઉપર આધાર છે.